પાટીદાર સૌરભ

માસ : માર્ચ-૨૦૧૨ અંક : ૨
સળંગ અંક-૨૪૨ વર્ષ : ૨૧

• માનદ્ તંત્રી •
સી. કે. પટેલ.
• સંપાદક •
નીતા પટેલ
• વિશેષ પ્રતિનિધિ •
હરીલાલ પટેલ
• છાયા ચિત્રકાર •
રાજુ પારસીયા
અનિલ સોની
• કલા નિર્દેશક •
જીગ્નેશ પટેલ
• મુદ્રક અને પ્રકાશક •
નીતા પટેલ
પાટીદાર પ્રકાશન, નખત્રાણા-કચ્છ

• મુદ્રણ સ્થળ •
એલાઈડ ઓફસેટ, ગોમતીપુર
અમદાવાદ

• કાર્યાલય •
પાટીદાર સૌરભ
માધવ કોમ્પ્લેક્ષ,
નખત્રાણા (કચ્છ) ૩૭૦૬૧૫
ફોન : ઓફિસ : ૨૨૨૭૦૬
ઘર : ૨૨૨૪૦૦
email : patidarsaurabh@yahoo.co.in

• લવાજમ •
ત્રિવાર્ષિક : રૂ. ૩૦૦

# સ્વાધ્યાય

યૌવન એ શક્તિ, સાહસિકતા અને મર્દાનગીનો અવસર છે. આ અવસ્થામાં તનમાં તાકાત અને મનમાં ઉમંગ હોય છે. માણસ ધારે તે કરી શકે તેવું બળ તે ધરાવે છે, માટે યૌવનને જિંદગીનો સોનેરી સમય કહેવામાં આવે છે.

જિંદગીની દરેક અવસ્થાનું જેમ આગવું સૌંદર્ય કે વિશેષતાઓ હોય છે, તેમ તેની કેટલીક મર્યાદાઓ પણ હોય છે. યૌવનમાં ઉત્સાહ સાથે ઉદ્ધતાઈ, ખંડનાત્મક વલણ, વિનયહીનતા અને જવાબદારી કે કર્તવ્યો પ્રત્યેની ઉપેક્ષા પણ જોવા મળે છે. એટલે વડીલોની ઠરેલ આંખને તેવું વલણ ખટકે છે.

વડીલો જવાનીના વિરોધી નથી, પરંતુ જવાનીના દોષોનાં તેઓ વિરોધી છે. વડીલો 'જવાની'નો વિરોધ કરે તો એ યોગ્ય નથી, કારણ કે આજનો વડીલ ગઈ કાલનો યુવાન હતો ! વડીલો ઈચ્છે છે કે જવાનીનું જોર ભલે રહે, પણ એ જોર ઝેર તો ન જ બનવું જોઈએ. વડીલોને સ્વાધીન જવાની પસંદ છે, સ્વચ્છંદ જવાની નહીં. સમાજના યુવાનો આ હકીકત સમજે તો પછી યુવા અને વડીલ વર્ગ વચ્ચેના મોટાભાગના મતભેદ ખતમ થઈ જાય !

❑

વાહ! કુરો ગાલ આય!

જામી


જલ્દી ઘેર ચાલો! આપણે ત્યાં લોકાયુક્તનો દરોડો પડ્યો છે!
ઓફિસ


ઉપવાસ પાછળ કરોડો રૂપિયા ખર્ચાય છે, આપણી ભૂખ પાછળ એક પાઈ પણ નહીં!


સાહેબ, ચા પીતા નહીં! ગુપ્તચરોએ બાતમી આપી છે કે ચામાં જેપાળો ભેળવ્યો છે!


ભનુભાઈની બૈરી હવે સરપંચ થઈ ગઈ છે ને!


હા, હું પચ્ચાસ વરસથી અહીં બેઠો છું!
જોઈએ છે ભ્રષ્ટાચાર સામે લડવા માટે પ્રામાણિક નાગરિકો.



# તંત્રીલેખ

## સમાજનું ભવિષ્ય યુવાનોના હાથમાં સલામત છે

જ્ઞાતિ અધિવેશનો અને રજત-સુવર્ણ જયંતિ મહોત્સવો આપણી જ્ઞાતિ માટે નવી નવાઈની વાત નથી. ભારતના ૨૯ ઝોન પૈકી ક્યાંકને ક્યાંક સામાજિક મેળાવડાની ઉજવણી વર્ષ દરમ્યાન ચાલતી જ રહે છે. કચ્છના કડવા પાટીદાર સમાજની આ જ તો વિશેષતા છે.

પરંતુ ૨૮ ફેબ્રુઆરી, ૨૦૧૨ના મહિસાગરના કાંઠે આવેલા શ્રી શ્રી રવિશંકર મહારાજના આશ્રમમાં ત્રણ દિવસ સુધી યોજાયેલ સમાજ અને સમાજ સેવકો માટેની ચિંતન શિબિર 'આત્મમંથન' સમગ્ર સમાજ માટે એક નવો અને તાજગીસભર અનુભવ હતો.

સમગ્ર ભારતભરમાંથી સમાજ, યુવા સંઘ અને મહિલા સંઘ, સમાજ આમંત્રિત મળી કુલ ૮૩ સભ્યો આ ચિંતન શિબિરમાં વિચારવલોણું કરવા માટે ઉત્સાહભેર આવ્યા હતા તે પ્રથમ વખત આવી શિબિરનું આયોજન કરવા જઈ રહેલ સમાજ માટે ઉત્સાહવર્ધક બાબત હતી. સમાજને વધુ મજબૂત બનાવવાના મક્કમ ઈરાદા સાથે સમાજના ચૂનંદા કાર્યકરો ભેગા મળ્યા હતા તે નાની સૂની વાત નથી !

કેન્દ્રીય સમાજની ત્રણેય પાંખો અભિન્ન અંગ બનીને કાર્ય કરે તો સમાજનો વિકાસ થઈ શકે તેવા ખ્યાલ સાથે સમાજે આ ચિંતન શિબિરનું આયોજન કરેલ અને આ ઉદ્દેશ મહદ્અંશે સફળ પણ રહ્યો. સ્વર્ણિમ જયંતિ મહોત્સવ વખતેના અધિવેશન બાદ બદલાયેલ નવી પરિસ્થિતિમાં નવા પડકારોનો સામનો કરવા એકજૂટ થઈ કાર્ય કરવું જરૂરી હતું અને આ દિશામાં ખૂટતી કડીઓ અંગે મુક્ત મને ચર્ચા-વિચારણા કરવા આત્મમંથન જેવી એકાદ ચિંતન શિબિરની જરૂરિયાત પણ સમાજમાં વર્તાઈ રહી હતી જ.

યુવા સંઘ અને કેન્દ્રીય સમાજના સંબંધોને લઈ સમાજમાં ચાલી રહેલ ચર્ચાઓ અને યુવાનોના આક્રોશ અને વડીલોની વ્યથાને જો સવેળા ઠારવામાં ન આવત તો સમાજને મોટું નુકશાન થવાની ભીતી હતી પણ સમયસર થયેલ ચિંતને સમગ્ર સમાજની ચિંતા દૂર કરી દીધી છે અને શિબિરના સમાપને સૌ જે ખુલ્લા દિલથી વિખૂટા પડ્યા તે એક નોંધપાત્ર ઘટના છે.

જેમ મૌન કે આંધળુ સમર્પણ આવકારદાયક ન મનાય, તેમ ઉતાવળીયો, સમજણશૂન્ય કે પ્રતિશોધ પ્રેરિત સંઘર્ષ પણ પ્રશંસનીય ન જ ગણાય. જિદના પ્રશ્નોમાં વ્યક્તિનો અહમ્ કામ કરતો હોય છે. વડીલોના કેટલાક આગ્રહો કે દુરાગ્રહો હોય છે અને તેમણે જે ક્ષેત્રોને પોતાના અધિકાર ક્ષેત્રો ગણ્યાં હોય છે, તેમાં પોતાનો એકાધિકાર જ ચાલવો જોઈએ, એવું કેટલાક વડીલો માનતા હોય છે. યુવા અને વડીલ વર્ગ વચ્ચેના સંઘર્ષ આમાંથી જ જન્મતા હોય છે.

યુવા સંઘને વિનયપૂર્વક સત્ય કહેવાનો કે આચરવાનો અધિકાર છે જ. અને તે માટે તોછડાઈનો આધાર લેવાની પણ જરૂર નથી. વડીલો કે યુવાનોએ એકબીજા સામે બદલો લેવાની પણ જરૂર નથી. પણ દરેકનું ક્ષતિયુક્ત માનસ બદલાય, તે ઈચ્છનીય છે. તેમ કરવા માટે નથી કામ લાગતો એકલો સંઘર્ષ કે નથી ખપ લાગતું સમર્પણ, વડીલો સાથેનો મૈત્રીપૂર્ણ સંવાદ જ મદદરૂપ થઈ શકે.

ચિંતન શિબિરમાં આ પ્રશ્નને લઈ ઉંડું મંથન થયું. આખરે બંને પક્ષોને પોતાની ભૂલ સમજાઈ અને એક વિવાદનો સુખદ અંત આવ્યો. જ્ઞાતિ ગૌરવને છાજે તે રીતે યુવાનોએ જે રીતે આ મડાગાંઠનો અંત આણ્યો તે જોઈ કેન્દ્રીય સમાજને પણ એવો અહેસાસ થવો જ હતો કે યુવા સંઘના કાર્યકરો પણ સમાજના જવાબદાર કાર્યકરો છે અને સમાજનું ભવિષ્ય તેમના હાથમાં સલામત છે. ચિંતન શિબિરની આ મોટી સફળતા છે.

■

વિશેષ અહેવાલ

# મહિસાગરના કાંઠે ૨૮ ફેબ્રુ. - ૧ માર્ચ સુધી યોજાયેલ ચિંતન શિબિર 'આત્મમંથન'માં સમાજસેવકોનું વિચાર વલોણું

■ સી.કે. પટેલ - તસ્વીરો : રાજુ પારસીયા

૨૮ ફેબ્રુઆરી, ૨૦૧૨ !

વડોદરા પાસે વાસદ સારસા રોડ પર આવેલા આંકલાવડી ગામમાં મહિસાગરને કાંઠે આવેલા શ્રી શ્રી રવિશંકર મહારાજના આશ્રમમાં રોજિંદા શિબિરાર્થીઓ અને મુલાકાતીઓ કરતાં એક જુદા જ પ્રકારના શિબિરાર્થીઓની ચહલપહલ વર્તાઈ રહી હતી...

કોલકતાથી સમાજના ટ્રસ્ટી શ્રી લખમશી નાયા દિવાણી આવ્યા હતા તો તામીલનાડુના હોસુરથી યુવા સંઘના નીતીન લીંબાણી પણ આવ્યા હતા. દિલ્હી, મદ્રાસ, કોલકતા અને કચ્છથી કેન્દ્રીય સમાજની ત્રણેય પાંખના ચૂનંદા કાર્યકરો નાતનું તેડું આવતાં આવી પહોંચ્યા હતા.




ચિંતન શિબિરના મેનેજમેન્ટ ગુરુ પ્રિ.રતિભાઈ પટેલ અને કેન્દ્રીય સમાજના પ્રમુખ ગંગારામભાઈ સાંખલા

અવસર હતો શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ પ્રેરિત ચિંતન શિબિરમાં ભાગ લેવાનો. ૨૮ ફેબ્રુઆરીથી ૧ માર્ચ ૨૦૧૨ સુધી માળખું, વ્યવહાર અને સિદ્ધિ અંગે આત્મમંથન કરવા સમાજ અને સમાજ સેવકોની આ ચિંતન શિબિરનું આયોજન કરવામાં આવ્યું હતું.

ટૂંકી નોટીસથી જાણ કરેલ હોવા છતાં સમાજે નિમંત્રિત કરેલ ૧૨૫ સભ્યો પૈકી ૮૩ સભ્યો આ આત્મમંથન શિબિરમાં આવી પહોંચ્યા હતા. સમાજનું ભાવિ સુકાન જેમના હાથમાં છે તેવા યુવા કાર્યકરોની સંખ્યા ઉડીને આંખો વળગે તેટલી નોંધપાત્ર હતી. જ્ઞાતિના દરેક સભ્યને હરખ થાય તેવો પ્રસંગ હતો.

સ્થાપનાની સુવર્ણ જયંતિ ઉજવી ચૂકેલા કેન્દ્રીય સમાજમાં આવું નવતર આયોજન પ્રથમ વખત યોજાઈ રહ્યું હતું. ભાગ લેવા આપનાર શિબિરાર્થીઓને થોડુંક કૂતુહલ પણ હતું જ કે શું હશે આ ચિંતન શિબિરમાં? સમાજની ત્રણેય પાંખના હોદ્દેદારો ઉપરાંત સમાજની ચિંતા સેવતા કાર્યકરોને પણ આ શિબિરમાં બોલાવવામાં આવતાં સમાજ જે કંઈ પણ કરવા માગે છે તે માટે ગંભીરપણે આગળ વધવા માગે છે તેવો અહેસાસ તો શિબિરના પ્રારંભે જ દરેકને થઈ ગયો હતો.

સમાજમાં બંધારણીય ફેરફારો અને શ્વેતપત્ર બાદ સમાજની .યોગ્ય દિશા તરફની ગતિનું લક્ષ્ય સિદ્ધ કરવા સૌ જ્ઞાતિજનો કટિબદ્ધ થયા છે ત્યારે સમાજના

## દીકરા ધાધ દેતા નથી કે બાપા માનતા નથી?

સમાજ અને યુવા સંઘ વચ્ચે છેલ્લા થોડા સમયથી ચાલી રહેલ 'શીત' યુદ્ધને લઈ ચિંતન શિબિરમાં કેન્દ્રીય સમાજની આ બંને સંસ્થાના સંબંધોની સરખામણી પારિવારીક સંબંધો સાથે કરવામાં આવી હતી.

સમાજ અને યુવા સંઘને બાપ-દીકરા સાથે સરખાવવામાં આવ્યા હતા અને આ બંને સંબંધો કેવા હોવા જોઈએ તે બાબતે વક્તાઓએ ખુલ્લા મને ચર્ચા કરી હતી. કેન્દ્રીય સમાજના પ્રમુખ સહિતના ટોચના વડીલો બાપની ભૂમિકામાં આવી ગયા હતા.

આ ચર્ચા ચાલુ હતી તેમાં વળી યુવા સંઘના એક કાર્યકરે મમરો મૂક્યો કે બાપા તો ધાધ દેતા નથી પણ હવે કાકા ય પણ પૂછા કરતા નથી ! તેમનો ઈશારો સમાજના મંત્રીઓ તરફ હતો પણ અનુભવી મંત્રીઓ કાકા મટી ભત્રીજા થાય તેમ નથી તે સ્પષ્ટ થઈ ગયું હતું !



યુવા સંઘના પ્રમુખ ગૌરાંગ ધનાણી અને મહામંત્રી હરેશ પટેલ. ચિંતન શિબિરના આયોજનમાં યુવા સંઘની ભૂમિકા મહત્ત્વપૂર્ણ રહી હતી.

૫૦ વર્ષના પડાવ બાદ હવે પછી શું? આ પ્રશ્નને આત્મસાત કરવા અને એકરૂપતામાં સંવાદિતા લાવવા સંઘર્ષ ટાળી તેમના માર્ગે આગળ વધી સિદ્ધિઓ પ્રાપ્ત કરવા અને હવે પછીના અભિગમો કેવા હોવા જોઈએ તે દિશામાં શોર્ટ ટર્મ ગોલ અને લોંગ ટર્મ ગોલની અભિકલ્પના સાકાર કરવા કેન્દ્રીય સમાજે આ ચિંતન શિબિરનું આયોજન કર્યું હતું.

કેન્દ્રીય સમાજમાં પરિવર્તનની પાંખે સવાર થઈને ગતિશીલ નેતૃત્વ પુરું પાડવા આવેલા ગંગારામભાઈ સાંખલા સમાજના પ્રમુખપદે હોય અને તેમની મદદમાં ગૌરાંગભાઈ ધનાણીની થનગનતી સમગ્ર યુવા ટીમ હોય, આયોજનમાં ભલા કોઈ ખામી રહે ખરી? શ્રી શ્રી રવિશંકર મહારાજના આશ્રમમાં પ્રવેશતાં જ શિબિરાર્થીઓને તેનો ખ્યાલ આવી જ ગયો હતો.

યુવા સંઘના સરદાર પટેલ રીજીયનના કાર્યકરોએ રજીસ્ટ્રેશનની જવાબદારી સંભાળી લીધી હતી. બપોરના ભોજન બાદ બરાબર ૩.૦૦ કલાકે ચિંતન શિબિરનો પ્રારંભ થયો હતો. કેન્દ્રીય સમાજના મંત્રી શ્રી નરસિંહભાઈ સાંખલાએ ઉપસ્થિત સૌ શિબિરાર્થીઓનું શાબ્દિક સ્વાગત કર્યું હતું. પ્રારંભે વલ્લભભાઈ મૈયાતે પ્રાર્થના દ્વારા શિબિરના માહોલને પવિત્ર બનાવેલ.

આ ચિંતન શિબિર યોજવા પાછળનો હેતુ શું છે? તે અંગે વિગતે પ્રકાશ પાડતાં કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી ગંગારામભાઈ સાંખલાએ જણાવ્યું હતું કે આપણા વડીલોએ ગેઢેરાઓએ રચેલી વ્યવસ્થામાં બદલાવ આવ્યો છે. સમાજના માર્ગદર્શન હેઠળ અગાઉ યુવક મંડળ કાર્યક્રમોનો અમલ કરતું. સમયાનુસાર યુવક અને મહિલા સંઘનું અલાયદું સંગઠન રચાયું.

સમાજની આ વ્યવસ્થામાં હવે આટલા વર્ષે કોઈ કડી ખૂટી રહી હોય તેવું કોઈને લાગતું હોય તો તેમાં કોઈનો દોષ નથી. એ કડીને વધુ મજબૂત બનાવવા માટે જ આ ચિંતન શિબિરનું આયોજન કરવામાં આવેલ છે. જ્યાં કોઈ ગેરસમજણો કે અડચણ હશે તે આપણે સૌ સાથે મળી, ચર્ચા-વિચારણા કરી દૂર કરીશું અને સમાજને વધુ મજબૂત બનાવશું.

અધિવેશન વખતના ઠરાવોનું યોગ્ય રીતે પૂરતું પાલન થતું નથી તે બાબતે ચિંતા દર્શાવી તે બાબતે આપણે સૌએ વિચાર કરવો જરૂરી છે અને એ ઠરાવોનો અમલ કરાવવાની જવાબદારી યુવક-મહિલા મંડળની છે તેવું પ્રમુખશ્રીએ જણાવેલ.

મહિસાગરને કાંઠે ત્રણ દિવસની આ કાર્યશાળા યોજાઈ રહી છે તેના કાર્યક્રમની સમજ આપી કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખ શ્રી મનસુખભાઈ રૂડાણીએ આ ચિંતન શિબિરના સુચારુ સંચાલન માટે સમાજના જાણીતા શિક્ષણવિદ્ તલોદના પ્રિ. રતિભાઈ પટેલની મેનેજમેન્ટ ગુરૂ તરીકે તાળીઓના ગડગડાટ સાથે નિમણુંક કરી હતી.

આ શિબિરમાં ઉપસ્થિત તમામ



સમાજની ચિંતન શિબિર જે સ્થળે યોજાયેલ તે શ્રી શ્રી રવિશંકર મહારાજના આશ્રમનો નયનરમ્ય સભાગૃહ

સભ્યોનો પરિચય આપવામાં આવેલ. કેન્દ્રીય સમાજના મંત્રી નરસિંહભાઈ સાંખલાએ કેન્દ્રીય સમાજના પદાધિકારીઓ અને આમંત્રિતોનો પરિચય આપેલ તો મહિલા સંઘના ઉપસ્થિત સભ્યોનો પરિચય મહિલા સંઘના મહામંત્રી સોનલબેન શેઠીયાએ આપેલ. સમયના અભાવે યુવા સંઘના કાર્યકરોએ ઉભા થઈ એક સાથે યુવાશક્તિના દર્શન સમાજને કરાવેલ.

બીજા સત્રમાં સામાજિક માનસની વ્યાખ્યામાં સમાજના કાર્યકર્તા અંગેના વિષયમાં જુદા જુદા વક્તાઓએ તેમના ઉમદા વિચારો રજૂ કરેલ. કાર્યકર્તા-નેતા-વડીલમાં મૂળમાં પડેલ માનસવૃત્તિ અને કાર્યકર્તાના મેરીટને પ્રથમ સ્થાન, દાતા અને કાર્યકર્તાની આત્મશ્લાઘા વિષય પર શિબિરાર્થીઓએ ખુલ્લા મને તેમનું દષ્ટિબિંદુ રજૂ કરેલ.

શિબિરના ત્રીજા સેશનમાં ખાસ કરીને સમાજમાં છેલ્લા થોડા સમયથી સમાજ અને યુવા સંઘ વચ્ચે કેટલાક પ્રશ્નોને લઈ પ્રવર્તી રહેલ અજંપાભરી પરિસ્થિતિ અને માહોલ અંગે ખૂલ્લા મને ચર્ચા કરવામાં આવેલ. ચર્ચા દરમ્યાન યુવાનોનો આક્રોશ છલકાતો હતો તો વડીલોની વ્યથા પણ વક્તવ્યમાં ટપકતી હતી... મેનેજમેન્ટ ગુરૂ પ્રિ. રતિભાઈ સાહેબની પણ આ સત્રમાં અદ્‌ભૂત કસોટી થઈ હતી !

યુવા સંઘના પ્રમુખ શ્રી ગૌરાંગ ધનાણીએ સમાજના માળખામાં જરૂરી ફેરફાર કરવા પર વિશિષ્ટ ભાર મૂક્યો હતો. ભારતભરમાંથી આવેલ યુવા સંઘના કાર્યકરોએ આ સત્રમાં તેમનો આક્રોશ ઠાલવ્યો હતો. મુખ્ય મુદ્દો એ હતો કે અમે પણ સમાજના જવાબદાર કાર્યકરો છીએ છતાં કેન્દ્રીય સમાજ અમારા કાર્યો માટે જોઈએ તેટલો ઉમળકો દર્શાવતી નથી અને અમારી સાથે સલાહ-મસલત પણ કરતી નથી...

સમાજ અને યુવા સંઘ વચ્ચેના તનાવપૂર્ણ સંબંધોને લઈ સમગ્ર સમાજમાં લાંબા સમયથી ચર્ચા ચાલી રહેલ હતી તેનો પડઘો ચિંતન શિબિરમાં પણ પડ્યો હતો. ચિંતન શિબિરના આયોજન પાછળ આ મડાગાંઠ દૂર કરવાનો પણ આયોજકોનો આશય હતો જ. પોતાની વાત રજૂ કરવાનો પૂરતો મોકો મળ્યો તે તકને ઝડપી લઈ યુવા સંઘના કાર્યકરોએ પણ તેમની દલીલો તર્કબદ્ધ રજૂ કરેલ.

આ મહત્વપૂર્ણ ચર્ચાનું સમાપન કરતાં કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી ગંગારામભાઈ સાંખલાએ જણાવેલ કે આ જે કંઈ તકલીફ

## દૂધ-દહીંવાળા હજુ પણ સમાજમાં સળવળે છે !

કેન્દ્રીય સમાજમાંથી 'દૂધ-દહીંવાળા'ની મોટા પાયે સાફસૂફી છતાં પણ કેટલીક સંસ્થાઓમાં આવા મવાળવાદીઓ તેમના કરતબ દેખાડી રહ્યા છે તે બાબતે ચિંતન શિબિરમાં આક્રોશ વ્યક્ત કરી આવા તત્ત્વોને તાત્કાલિક ખદેડી મૂકવાની સભ્યોએ માંગણી કરી હતી.

કેન્દ્રીય સમાજમાંથી હાંકી કઢાયેલા આવા ઘણા લોકોને કેટલીક ઘટક સમાજો લાલ જાજમ બિછાવી સ્વાગત કરી રહી છે તે બાબતે પણ સભામાં ચિંતા વ્યક્ત કરી, આ સમસ્યાનો તાકીદે નિવેડો લાવવા સભ્યોએ માંગ કરી હતી.



ચિંતન શિબિરમાં સમગ્ર દેશ માટે ૮૩ સમાજસેવકોએ હાજરી આપી વિચારવલોણું કર્યું હતું.



ચિંતન શિબિરમાં સમાજની મહિલાઓએ પણ ભાગ લઈ ચર્ચામાં ભાગ લીધો હતો.

ઉભી થઈ છે તે સમસ્યા માટે બંને પક્ષ જવાબદાર છે. સમાજમાં બધી જગ્યાએ સમાજ અને યુવા સંઘના ઘર્ષણ અંગેની ચર્ચા ચાલે છે તે આપણા સૌ માટે સારી નથી.

સમાજમાં યુવા સંઘ અને કેન્દ્રીય સમાજ વચ્ચે જનરેશનગેપ પ્રથમથી જ છે તે બાબતનો સ્વીકાર કરતાં કેન્દ્રીય પ્રમુખે કહ્યું હતું કે બંને સંસ્થાના કાર્યકરો વચ્ચે ડાયલોગ નથી તેના કારણે જ આ સમસ્યા ઉભી થઈ છે. સમાજના સિપાઈ બની યુવા સંઘે રહેવું જોઈએ તે બાબત પર ભાર મૂક્તાં યુવા સંઘ સ્વાયત સંસ્થા છે એવી વાતનું પ્રમુખશ્રી ગંગારામભાઈએ ખંડન કર્યું હતું.

બીજા દિવસના પ્રથમ સત્રમાં પ્રાર્થના બાદ કેન્દ્ર અને ઝોન માળખા બાબતે સમાજના મહામંત્રી શ્રી માવજી કેશરા ભગતે રજૂઆત કર્યા બાદ તે વિષય પર સભ્યોએ તેમના મંતવ્યો દર્શાવી સૂચનો કર્યા હતા. સમાજ સંસ્થાઓ અને હોદેદારોના પ્રોટોકોલ બાબતે પણ વિશદ્ ચર્ચા થઈ હતી.

ખાસ કરીને કેન્દ્રીય સમાજ અને યુવા સંઘે તેના ઝોનની સંખ્યા એકસરખી કરવી જોઈએ અને યુવા સંઘે તેનો કાર્યકાળ જે અત્યારે બે વર્ષનો છે તેમાં બદલાવ કરી કેન્દ્રીય સમાજની સાથે જ ત્રણ વર્ષનો કરવો જોઈએ તે મુદ્દા પર સમાજ અને યુવા સંઘના કાર્યકરોએ લાંબી ચર્ચા કરી હતી. સમયાનુસાર પ્રોટોકોલની જરૂરિયાતનો પણ સ્વીકાર કરવામાં આવ્યો હતો અને આ માટે એક આદર્શ માર્ગરેખા ઘડી કાઢવા સૂચન કરવામાં આવેલ.

બપોર પછીના સત્રમાં ખાસ કરીને સમાજ વિકાસની જડ વિષય પર લાંબી ચર્ચા ચાલેલ છે. સમાજના વિકાસમાં શું શું આડું આવે છે અને આ તકલીફનું નિવારણ કરી સમાજને વિકાસને માર્ગે કઈ રીતે લઈ જવો તે બાબતે સમાજ, યુવા અને મહિલા સંઘ, ત્રણેય પાંખમાંથી ઘણા કાર્યકરોએ મહત્ત્વપૂર્ણ ચર્ચા કરેલ.

શિબિરની ફલશ્રુતિ જણાવતા કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રીએ જણાવેલ કે કેન્દ્રીય સમાજની ત્રણેય પાંખો અભિન્ન અંગ બનીને કાર્ય કરે તો જ સમાજનો વિકાસ થઈ શકે તેવા ખ્યાલ સાથે આ ચિંતન શિબિરનું આયોજન કરેલ અને તેના ઉદ્દેશમાં આપણે સૌ સફળ થયા છીએ.

સમાજને વિકાસને પંથે લઈ જવો હશે તો તેના કાર્યકરો કેવા હોવા જોઈએ તે બાબતે આપણે સૌએ વિચાર-વિમર્શ કર્યો અને સમાજની સમસ્યાઓ પર પણ ખૂબ સારી ચર્ચાઓ થઈ તે એક સારી નિશાની છે અને તે માટે સૌ શિબિરાર્થીઓને પ્રમુખશ્રીએ અભિનંદન પાઠવેલ.

આપણા સમાજના સ્વરૂપ અંગે પ્રમુખશ્રીએ જણાવેલ કે આપણો સમાજ એક વિચારનો હોવો જોઈએ. રહેણી-કરણી, ઉપાસના પદ્ધતિ એક હોવી જોઈએ. દીર્ઘ દ્દષ્ટિવાળા, સમાજ માટે સમર્પિત અને શુદ્ધ ચારિત્ર્યવાળા કાર્યકર્તા એ આપણા સમાજની વર્તમાન માંગ છે.

સમાજમાં છેક નીચેથી કામ કરીને ઘડાઈને ટોચ ઉપર આવ્યો હોય તે કાર્યકર પાસે જ સમાજની નેતાગીરી જવી જોઈએ. સમાજમાં જાગૃતિનો દોર ચાલુ થયો છે અને તેમાં જે તે વિષયમાં રૂચિ ધરાવનાર સભ્યોને કામ સોંપવામાં આવશે તેવું પણ પ્રમુખશ્રીએ જણાવેલ.

પ્રમુખ શ્રી ગંગારામભાઈએ શિબિરની ફળશ્રુતિ રૂપે નીચે મુજબની જાહેરાત પણ કરેલ.

(૧) સમાજ અને યુવા સંઘના ઝોન એક હોવા જોઈએ. આ માટે એક સમિતિનું ગઠન કરવામાં આવે અને ૩૧ મે, ૨૦૧૨ સુધીમાં તે રીપોર્ટ આપે.

(૨) સમાજ અને યુવા સંઘ પ્રોટોકોલ જાળવે જ છે.

(૩) સમાજની પ્રવૃત્તિઓમાં સંકલન માટે ત્રણેય પાંખની વર્ષમાં બે વખત સંયુક્ત મિટિંગ બોલાવવી.

સમગ્ર શિબિરાર્થીઓએ તાળીઓના ગડગડાટથી આ જાહેરાતને વધાવી લીધેલ. યુવા સંઘના પ્રમુખ શ્રી ગૌરાંગ ધનાણીએ જણાવેલ કે મીડિયાનો સહકાર લઈ, સમાજની પ્રવૃત્તિઓનો વ્યાપ વધારવો જોઈએ. શિક્ષણને પ્રથમ મહત્ત્વ આપી આપણું કોઈ ગામ, કોઈ સભ્ય હવે ગ્રેજ્યુએટ વગરનો ન હોય તે માટે ઝૂંબેશ ચલાવવી પડશે અને રાજકીય ક્ષેત્રે પણ વ્યવસ્થિત પ્રયાસો દ્વારા જ્ઞાતિનું મહત્ત્વ વધારવું પડશે.

આ શિબિર દરમ્યાન સમાજની સળગતી સમસ્યા ભાગેડૂ લગ્ન અને સગપણ સમસ્યા ઉપર પણ સંખ્યાબંધ

કાર્યકર ભાઈ-બહેનોએ ઉદાહરણો આપી ચર્ચા કરેલ અને તેના ઉકેલ માટે મોટા પાયે યુવતી વિકાસ શિબિરો અને ગૃહિણી તાલીમ શિબિરનું આયોજન કરવું જોઈએ તે બાબત પર ભાર મૂકેલ.

કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખ શ્રી દેવજીભાઈ પટેલ, નવા વરાયેલા ઉપપ્રમુખ શ્રી મણિલાલભાઈ પટેલ, ટ્રસ્ટીઓ સર્વ શ્રી લખમશીભાઈ નાયાણી, વાલજીભાઈ ભગત, ઈશ્વરભાઈ ભગત, કરસનભાઈ પટેલ, મંત્રી શ્રી વાલજીભાઈ ચૌહાણ, માવજીભાઈ પટેલ, ખજાનચી શ્રી લાલજી હંસરાજ રામાણી સહિતના કેન્દ્રીય સમાજના કાર્યકરો આ ચિંતન શિબિરમાં ઉપસ્થિત રહેલ.

યુવા સંઘના મહામંત્રી હરેશ પટેલ સહિત ભારતભરમાંથી યુવા સંઘના કાર્યકરો મોટી સંખ્યામાં ઉપસ્થિત રહેલ. જેમાં મુંબઈના ગૌતમ કેશરાણી, કીર્તિ દિવાણી, પ્રકાશ માવાણી, ચન્દ્રકાન્ત પટેલ, મહેન્દ્ર સેંઘાણી, તુલસીભાઈ દિવાણી (રાયપુર), ડૉ. વસંત ધોળુ (તલોદ), અશોક ભાવાણી, સૌરભ રામાણી, પ્રેમજીભાઈ કેશરાણી, લીલાધર સુરાણી, ભરતભાઈ (સારસા) વગેરે સભ્યોએ તેમના ધારદાર વક્તવ્ય દ્વારા સભાજનોનું ધ્યાન ખેંચેલ.

મહિલા સંઘના પ્રમુખ શ્રીમતી ઝવેરબેન સાંખલા, મહિલા સંઘના મહામંત્રી શ્રીમતી સોનલબેન શેઠીયા, નર્મદાબેન સેંઘાણી (સુરત), હેમલતાબેન પટેલ (મુંબઈ), દમયંતીબેન (સુરત), પૂનમ ભગત, ગંગાબેન ધોળુ સહિતના મહિલા કાર્યકરો પણ ચિંતન શિબિરમાં ઉપસ્થિત રહેલ અને કેન્દ્રીય સમાજના માર્ગદર્શન નીચે તમામ પ્રવૃત્તિઓ હાથ ધરવાની ખાત્રી ઉચ્ચારેલ.

પાટીદાર સંદેશના તંત્રી શ્રી શામજીભાઈ પટેલ, કેન્દ્રીય ન્યાય સમિતિના પ્રમુખ ડૉ. પ્રેમજીભાઈ પટેલ, મંત્રી શ્રી છગનભાઈ પારસીયા પણ આ શિબિરમાં ઉપસ્થિત રહેલ..

ચિંતન શિબિર દરમ્યાન વિરામ સમયે આર્ટ ઓફ લીવીંગના ટીચર કવિતા લીંબાણીએ શિબિરાર્થીઓને યોગ કરાવેલ. શ્રી શ્રી રવિશંકર મહારાજના આશ્રમના નૈસર્ગિક અને આધ્યાત્મિક વાતાવરણે શિબિરાર્થીઓના મન મોહી લીધેલ.

ચિંતન શિબિરના સમાપન પ્રસંગે આર્ટ ઓફ લીવીંગના કવિતાબેન લીંબાણીએ સમાજના દરેક શિબિરાર્થી ભાઈ-બહેનોને હાથમાં હાથ પરોવીને બોલાવેલ પંક્તિઓ દરેકના મનને સ્પર્શી ગઈ હતી...

*શ્વાસે શ્વાસે વિશ્વાસ જગાવીએ...*
*આવો, સાથે ચાલીને*
*સુંદર સમાજ બનાવીએ,*
*સચ્ચાઈ કી રાહ પર*
*ખુશીયોં કે દીપ જલાયેંગે...*
*હર મુશ્કુરાતા હોગા*
*વૈસા સમાજ બનાયેંગે...*



વડોદરા - અમદાવાદ એક્સપ્રેસ હાઈવે પર રાત્રીના એક વાગે પૂરપાટ દોડી રહેલ કારમાં યુથ સોસાયટીના કાંતિભાઈ પટેલ અને મણિભાઈ પટેલ 'વિલાપ' સાથે કર્ણાવતી તરફ પ્રયાણ કરી રહ્યા હતા ત્યારે પેલી પંક્તિઓ ફરી ફરીને મનમાં ગૂંજી રહી હતી...

શ્વાસે શ્વાસે વિશ્વાસ જગાવીએ...

## 'હું' અને 'મારું' પતન નોતરે છે

એક ખ્રિસ્તી વૃદ્ધા મૃત્યુ પામી. ક્યામતને દિવસે ન્યાયાધીશે વૃદ્ધાનો હિસાબ જોવા માંડ્યો. વૃદ્ધાએ કોઈ પાપ કર્યું જણાતું નહોતું. પણ પુણ્યનું કાર્ય પણ દેખાતું નહોતું. તપાસતાં તપાસતાં એક પુણ્યનું કામ મળી આવ્યું. ભૂખથી મરી રહેલા એક ભિખારીને તે વૃદ્ધ ખ્રિસ્તી સ્ત્રીએ ખાવા માટે પ્રેમથી એક ગાજર આપ્યું હતું. પ્રેમથી કરવામાં આવેલા એકાદ પુણ્યકાર્યથી પણ સ્વર્ગ મળે છે. તેથી વૃદ્ધાને સ્વર્ગમાં જવાનો પરવાનો મળ્યો.

ન્યાયની અદાલતમાં ગાજર લાવવામાં આવ્યું. ન્યાયાધીશે વૃદ્ધાને એ ગાજર ઝાલવા કહ્યું. જેવું વૃદ્ધાએ ગાજર ઝાલ્યું કે ગાજર હવામાં ઊડવા માંડ્યું જાણે કોઈ મજબૂત તારથી ગાજરને બાંધ્યું હોય અને એ તાર ગાજરને આકાશ તરફ ખેંચતો હોય તેમ ગાજર ઉપરને ઉપર આકાશ તરફ ચડવા માંડ્યું. તેની સાથે સાથે વૃદ્ધા પણ ઉપર આકાશ તરફ સફર કરવા માંડી.

આ રીતે ગાજર સાથે વૃદ્ધાનું ઊર્ધ્વગમન શરૂ થયું ત્યારે તેના ગાઉનની કિનાર એક ભિખારીએ પકડી. તે પણ વૃદ્ધા સાથે ઉપર ચડવા લાગ્યો. ભિખારીનો ઝભ્ભો બીજા એક માણસે પકડ્યો. એ પણ આકાશ ભણી ગતિ કરવા લાગ્યો. એક એક પછી એક માણસો આગળનાનું વસ્ત્ર પકડવા માંડયા અને આ રીતે ઉપર જનારાઓની લંગાર લાગી ગઈ. ખૂબીની વાત એ હતી કે વૃદ્ધાને કઈનું વજન વર્તાતું નહોતું. તેની આંખો તો આકાશમાંના સ્વર્ગને ટાંપી રહી હતી. તેની સાથે ખેંચાઈને ઉપર ચડી રહેલા બીજા માણસો પર એનું ધ્યાન જ નહોતું.

સ્વર્ગની સાવ નજીક આવી ગઈ ત્યારે વૃદ્ધાની નજર નીચે ધરતી તરફ ગઈ. એણે જોયું કે તેને વળગીને બીજા કેટલાય સ્વર્ગ ભણી ચડી રહ્યા હતા. આ રીતે ઉપર ચડનારા સૌ પર વૃદ્ધાને ભારે ગુસ્સો ચડ્યો. એણે મોટા કઠોર અવાજે બૂમ પાડી. 'હટો, હટો... બધાય હટી જાવ. આ ગાજર તો મારું છે.' 'હટો... હટો...' એવું કહેતાં કહેતાં વૃદ્ધાએ પોતાના હાથ વડે બધાને દૂર હટાવવાની ચેષ્ટા કરી એ તેના હાથમાંથી ગાજર છૂટી ગયું. વૃદ્ધા સહિત બધા નીચે પૃથ્વી પર પટકાઈ પડ્યાં.

'આ મારું છે,' 'આ મારું છે' એ જ બધા અનિષ્ટોનું મૂળ છે. 'મારું' 'મારું' કરવાથી પતન થાય છે.



## કેન્દ્રીય કારોબારીના કો-ઓપ્ટ અને આમંત્રિત સભ્યોની પણ જાહેરાત

# કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખપદે મણીલાલ હીરજી ભગતની વરણી

૧૪ ઓગસ્ટ, ૨૦૧૧ના નખત્રાણા ખાતે મળેલ ઐતિહાસિક સામાન્ય સભામાં કેન્દ્રીય સમાજની નવી કારોબારી અને હોદ્દેદારોની વરણી કરવામાં આવેલ પણ કારોબારીના કો-ઓપ્ટ અને આમંત્રિત સભ્યોની યાદી ફાઈનલ ન થતાં સમાજમાં લાંબા સમયથી આ પ્રશ્નને લઈ ચર્ચા જાગી હતી પણ આખરે કેન્દ્રીય સમાજે કારોબારીના કો-ઓપ્ટ અને આમંત્રિત સભ્યોની સતાવાર જાહેરાત કરી છે.

આમ તો જાન્યુઆરીમાં સેંગોટા ખાતે મળેલ કેન્દ્રીય સમાજની કારોબારી બેઠકમાં જ આ યાદી વાંચી સંભળાવવામાં આવેલ પણ કેટલાક ટેકનીકલ કારણોસર તેની જાહેરાત કરવામાં વિલંબ થયો હતો જે પૂરતી ચકાસણીને અંતે સમાજે બહાર પાડતાં આતુરતાનો અંત આવ્યો છે.

કો-ઓપ્ટ સભ્યો તરીકે ૧૦, આમંત્રિત સભ્યો તરીકે ૪૪ તેમજ કાયમી આમંત્રિત તરીકે ૧૦ સભ્યોને લેવામાં આવેલ છે. કેન્દ્રીય સમાજના શ્વેતપત્ર બાદ બદલાયેલ પરિસ્થિતિનું, પ્રતિબિંબ આ યાદીમાં પણ દેખાય છે તેમ છતાં કેટલાક સભ્યો યેનકેન પ્રકારે આ યાદીમાં ઘૂસવામાં સફળ થયા છે તે હકીકત છે.

અગાઉ કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખના એક પદની વરણી બાકી રાખવામાં આવેલ તે ઉપપ્રમુખના પદ પર માંડવી તાલુકાના બીદડા ગામના સનાતની મણીલાલ હીરજી ભગતની વરણી કરવામાં આવતાં આ પ્રશ્નને લઈ માંડવી વિસ્તારમાં લાંબા સમયથી ચાલતી અટકળો અને ઝુંબેશનો અંત આવ્યો છે.

કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખના આ પદ માટે માંડવી તાલુકાના મુંબઈ રહેતા કેટલાક આગેવાનોને લેવા માટે કેટલાક જૂથો દ્વારા રીતસર ઝુંબેશ ચલાવવામાં આવી હતી પણ કોઈ પણ પ્રકારના દબાણ સામે ઝૂક્યા વગર કેન્દ્રીય સમાજે મણીલાલ હીરજી ભગતની પસંદગી કરતાં નાણાંના બળે સમાજમાં હોદ્દા પડાવવાની ખ્વાહિશ ધરાવતા લોકોને ફટકો પડ્યો છે.

માંડવી વિસ્તારના લોકોએ ઉપપ્રમુખ તરીકે મણીલાલ ભગતની થયેલ વરણીને વધાવી લીધી છે. આ વિસ્તારમાં છેલ્લા લાંબા સમયથી સમાજમાં રહીને સમાજ સામે જ શીંગડાં ભરાવવાની બેહૂદી પ્રવૃત્તિ થતી હતી તેનો હવે અંત આવશે તેવું માંડવી તરફના જ્ઞાતિજનોનું માનવું છે.

કેન્દ્રીય સમાજના શ્વેતપત્ર બાદ અન્ય સમાજોની જેમ માંડવી વિસ્તાર કંઠી પટ સમાજે પણ સનાતન સમાજ તરફની દિશામાં વહેલા જ ડગ માંડી દીધા છે અને આ વખતે અખાત્રીજના સમૂહલગ્ન પણ સનાતન સમાજના નેજા હેઠળ અલગથી થઈ રહ્યા હોઈ. લોકોમાં અભૂતપૂર્વ ઉત્સાહ છલકાઈ રહ્યો છે.

કચ્છમાં જ્ઞાતિની ઘણી સંસ્થાઓમાં હજુ પણ કેન્દ્રીય સમાજે સસ્પેન્ડ કરેલા સભ્યો કમિટિ મેમ્બર તરીકે સેવા આપી રહ્યા હોઈ લોકોમાં આશ્ચર્ય સર્જાયું છે ! ખરેખર તો કેન્દ્રીય સમાજે એક પરિપત્ર બહાર પાડી આવા સસ્પેન્ડેડ સભ્યોને સમાજની સંસ્થામાંથી દૂર કરવાના સ્પષ્ટ આદેશ આપવા જોઈએ તેવી વ્યાપક લાગણી જ્ઞાતિજનોમાં પ્રવર્તી રહી છે.

કેન્દ્રીય ન્યાય સમિતિના ચેરમેન તરીકે ડૉ. પ્રેમજી ગોગારીની સેંગોટા મિટિંગમાં જાહેરાત બાદ મંત્રીપદની ખાલી જગ્યા પર અંગીયાનાના ગામના છગનભાઈ નારણ પારસીયાની વરણી કરવામાં આવતાં સમાજમાં લાંબા સમયથી સુષુપ્ત અવસ્થામાં રહેલ ન્યાય સમિતિનું કાર્ય હવે પુનઃ શરૂ થશે તેવું દેખાઈ રહ્યું છે.

ઓગસ્ટમાં અધૂરું રહેલ કાર્ય હવે પૂર્ણ થયેલ છે અને કેન્દ્રીય સમાજની ટીમ ખરા અર્થમાં 'સંપૂર્ણ' બની છે ત્યારે હવે પુરજોશથી સમાજના વિકાસ કાર્યો આ ટીમ આગળ ધપાવે અને સમાજને ઉન્નતિના શિખરે લઈ જાય તેવી અપેક્ષા જ્ઞાતિજનો રાખી રહ્યા છે. 

શ્રમ વિના જીવન નથી. શ્રમમાંથી મુક્ત થઈ જવું હશે તો જીવનમાંથી નીકળી જવું પડશે. એ કરવાનો માત્ર એક જ રસ્તો છે - નિર્વાણમાં ચાલ્યા જવું. અને નિર્વાણનો માર્ગ લેવો, નિર્વાણની સાધના કરવી એ તો મોટામાં મોટો શ્રમ માગી લે છે.



કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખ
મણીલાલ હીરજી ભગત



ન્યાય સમિતિના મત્રી
છગનભાઈ પારસીયા

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના કો-ઓપ્ટ, આમંત્રિત અને કાયમી આમંત્રિત સભ્યોના નામોની યાદી

### કો-ઓપ્ટ સભ્ય

| | | |
|---|---|---|
| ૧ | મોહનભાઈ શીવજી ધોળુ | નાગલપર |
| ૨ | રવજીભાઈ વિશ્રામ લીંબાણી | હોશુર |
| ૩ | હંશરાજભાઈ દેવજી ધોળુ | ભુજ |
| ૪ | ચંદુભાઈ મનજી પોકાર | મોરબી |
| ૫ | હિંમતભાઈ રતનશી ખેતાણી | મુંબઈ |
| ૬ | પ્રિ. રતીલાલ લધાભાઈ છાભૈયા | તલોદ |
| ૭ | દિનેશભાઈ મનજી સાંખલા | મુંબઈ |
| ૮ | ધનસુખભાઈ માવજી રંગાણી | ધનસુરા |
| ૯ | આર.એન. પટેલ (C.A.) | અમદાવાદ |
| ૧૦ | વિનોદભાઈ પચાણ જાદવાણી | ગોવા |

### આમંત્રિત સભ્ય

| | | |
|---|---|---|
| ૧ | માવજીભાઈ વસ્તા રૂડાણી | વિરાણી મોટી |
| ૨ | મોહનભાઈ કાનજી લીંબાણી | નખત્રાણા |
| ૩ | રતીલાલ અબજીભાઈ લીંબાણી | નખત્રાણા |
| ૪ | કરસનભાઈ પ્રેમજી રૂડાણી | ગાંધીધામ |
| ૫ | વિશ્રામભાઈ સોમજી માકાણી | અમદાવાદ |
| ૬ | શાંતિલાલ પ્રેમજી દિવાણી | રાયણ |
| ૭ | દયારામભાઈ લધારામ કાલરીયા | વિગોડી |
| ૮ | માવજીભાઈ ધનજી જબવાણી | થાણે |
| ૯ | લધારામભાઈ જીવરાજ ધોળુ | ગોવા |
| ૧૦ | શામજીભાઈ હરજી સેંઘાણી | મુંબઈ |
| ૧૧ | પ્રહલાદભાઈ શીવજી નાકરાણી | ઔરંગાબાદ |
| ૧૨ | બાબુલાલ વિશ્રામ દડગા | મમાયમોરા |
| ૧૩ | રતિલાલ પ્રેમજી ખેતાણી | વિથોણ |
| ૧૪ | બચુભાઈ હીરજી નાયાણી | વિથોણ |
| ૧૫ | વાલજીભાઈ દેવજી માકાણી | નવી દિલ્હી |
| ૧૬ | ધનજીભાઈ દામજી સાંખલા | નડીયાદ |
| ૧૭ | રવિલાલ રામજીભાઈ ભગત | રતનાગીરી |
| ૧૮ | કલ્યાણજીભાઈ હીરજી છાભૈયા | અમદાવાદ |
| ૧૯ | મણીલાલ ભાણજી અમૃતિયા | તલવાણા |
| ૨૦ | જેન્તીલાલ દેવજી રામાણી | જામથડા |
| ૨૧ | ડૉ. શાંતિલાલ મેઘજી સેંઘાણી | નખત્રાણા |
| ૨૨ | અમૃતભાઈ રતનશી રામાણી | રાજપુરકંપા |
| ૨૩ | ખીમજીભાઈ લાલજી જાદવાણી | શહાડ |
| ૨૪ | ભાણજીભાઈ રામજી રામાણી | માણસા |
| ૨૫ | રવજીભાઈ સોમજી ચૌધરી | નંદાસણ |
| ૨૬ | લખમશીભાઈ દેવજી સાંખલા | કલોલ |
| ૨૭ | કેશવલાલ દામજી લીંબાણી | મુંબઈ |
| ૨૮ | શિવગણભાઈ શીવજી છાભૈયા | જબલપુર |
| ૨૯ | દામજીભાઈ હીરજી વાસાણી | દુર્ગાપુર |
| ૩૦ | હરિભાઈ પ્રેમજી ધોળુ | પેટલાદ |
| ૩૧ | રમેશભાઈ કરમશી વાસાણી | દેશલપર (વાં) |
| ૩૨ | મણીલાલ કેસરા માવાણી | વરઝડી |
| ૩૩ | ભરતભાઈ જીવરાજ સોમજીયાણી | વિરાણી મોટી |
| ૩૪ | રમેશભાઈ નારણભાઈ પોકાર | નવી દિલ્હી |
| ૩૫ | મોહનભાઈ રતનશી રામજીયાણી | મુંબઈ |
| ૩૬ | રમેશભાઈ બાબુલાલ ધોળુ | નાગલપર |
| ૩૭ | રમેશભાઈ માવજી વાગડીયા | બેંગલોર |
| ૩૮ | કૌશલભાઈ ગંગારામ લીંબાણી | અમદાવાદ |
| ૩૯ | જીવરાજભાઈ રામજી રામાણી | નાગપુર |
| ૪૦ | કેસરાભાઈ માવજી લીંબાણી | નાગપુર |
| ૪૧ | શાંતિલાલ અબજી લીંબાણી | આણંદસર (મં) |
| ૪૨ | શ્રીમતી રતનબેન માવજી ભગત | ભુજ |
| ૪૩ | શ્રીમતી રતનબેન કરસન સેંઘાણી | સુરત |
| ૪૪ | શ્રીમતી શીલાબેન બાબુલાલ ભગત | બેંગલોર |

### કાયમી આમંત્રિત સભ્ય

| | | |
|---|---|---|
| ૧ | ડૉ. પ્રેમજીભાઈ રામજી ગોગારી | ગાંધીધામ |
| ૨ | છગનભાઈ નારણ પારસીયા | નાના અંગીયા |
| ૩ | દેવજીભાઈ રામજી ભાવાણી | સુરત |
| ૪ | કાંતીભાઈ હરિભાઈ લીંબાણી | મુંબઈ |
| ૫ | ગૌરાંગભાઈ ખેતા ધનાણી | કડોદરા |
| ૬ | હરેશભાઈ શીવજી રામાણી | બારડોલી |
| ૭ | શ્રીમતી ઝવેરભાઈ ગંગારામ સાંખલા | નવી દિલ્હી |
| ૮ | શ્રીમતી સોનલબેન ઈશ્વરલાલ શેઠીયા | નખત્રાણા |
| ૯ | રવિલાલ કેસરા રામાણી | મુંબઈ |
| ૧૦ | જયેશભાઈ સોમજી છાભૈયા | ભુજ |

■ સમજદારી એ ઘણીવાર ક્ષમાનું પ્રથમ પગલું હોય છે, પણ એ બંને એક નથી; ઘણીવાર આપણે જેને સમજી નથી શકતા તેને ક્ષમ્ય ગણીએ છીએ અને જેને ક્ષમા નથી કરી શકતા તેને ઘણીવાર સમજી શકીએ છીએ.

■ જગતમાં ત્રણ ખરેખર મહાન વસ્તુઓ છે : પર્વત, મહાસાગર અને સાચા દિલથી કામ કરતો માનવી. ત્રણેયની અંદર રહેલી શક્યતાઓનો તાગ આપણે પામી શકીએ તેમ નથી.

અભિવાદન

## આઝાદી પછી પ્રથમ વખત આવો કાર્યક્રમ યોજાયો

# કચ્છમાં નવનિર્વાચિત પાટીદાર સરપંચોને સન્માનિત કરાયા

કેન્દ્રીય યુવા સંઘના કચ્છ રીજીયન દ્વારા તાજેતરની ગ્રામ પંચાયતની ચૂંટણીમાં ચૂંટાયેલા કચ્છના સનાતન પાટીદાર સમાજના નવનિર્વાચિત સરપંચો, ઉપસરપંચો અને ગ્રામ પંચાયતના સભ્યોનો અભિવાદન સમારોહ પાટીદાર વિદ્યાર્થી ભવન નખત્રાણા ખાતે યોજાયો હતો.

યુવા સંઘના કચ્છ રીજીયનના પ્રમુખ રવિલાલ વાલાણીના અધ્યક્ષસ્થાને યોજાયેલ આ કાર્યક્રમમાં કુલ ૨૬ સરપંચો, ૭ ઉપસરપંચો અને ૧૭૦ જેટલા ગ્રામ પંચાયતના સદસ્યોને સન્માનિત કરાયા હતા.



કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી ગંગારામભાઈ સાંખલાનું સન્માન કરતા યુવા સંઘના કચ્છ ઝોનના પ્રમુખ રવિલાલ વાલાણી

નવનિર્વાચિત સરપંચો અને સદસ્યોને પંચાયત ક્ષેત્રનું પાયાનું જ્ઞાન મળી રહે અને ગ્રામ પંચાયતના રોજબરોજના વહીવટ અંગે જાણકારી મળે તે હેતુથી જાણીતા કટરા લેખક અને પંચાયત સેવા ક્ષેત્રના તજજ્ઞ એવા નિવૃત્ત નાયબ જિલ્લા વિકાસ અધિકારી શ્રી શશિકાન્તભાઈ ઠક્કરના વાર્તાલાપનું પણ અભિવાદન સમારોહની સાથે આયોજન કરવામાં આવ્યું હતું.

શશિકાન્તભાઈએ પંચાયતધારો, ગ્રામ પંચાયતના રોજબરોજના વહીવટમાં રાખવાની તકેદારી, નાણાંકિય આયોજન,

> યુવા સંઘના કચ્છ ઝોન દ્વારા સરપંચોના અભિવાદન સાથે પંચાયતી રાજ અંગેનો વાર્તાલાપ પણ યોજાયો

દબાણો, કરવેરા અને ગ્રામ પંચાયતની મિટિંગો સહિતના દરેક પાસાંની મહત્વપૂર્ણ જાણકારી આપી ગામને વિકાસના માર્ગે લઈ જવા સમારોહમાં ઉપસ્થિત સરપંચશ્રીઓને અનુરોધ કર્યો હતો.

શશિકાંત ઠક્કરે સમારોહમાં ઉપસ્થિત રાજકીય મહાનુભાવોને સૂચન કર્યું હતું કે, પંચાયત ક્ષેત્રના ધારાધોરણ ૧૯૬૧માં બનાવેલા જે હજુ એમને એમ છે. તેને વર્તમાન સમયને અનુરૂપ બનાવવા જરૂરી સુધારા કરવા માટે સરકારમાં રજૂઆત કરવાનું સૂચન કરેલ.

વાર્તાલાપ પ્રશ્નોતરીનો કાર્યક્રમ રાખવામાં આવેલ જેમાં સરપંચો અને સભ્યોએ પંચાયતના વહીવટને લગતા મૂંઝવતો પ્રશ્નો રજૂ કરેલ જેનું શશિકાંત ઠક્કર દ્વારા યોગ્ય નિરાકરણ કરવામાં આવેલ. કચ્છ કડવા પાટીદાર સમાજમાં સરપંચોનો આવો કાર્યક્રમ પ્રથમ વખત યોજાયો હતો જેને લઈ સભામાં અનેરો ઉત્સાહ દેખાતો હતો.

આ કાર્યક્રમમાં ખાસ ઉપસ્થિત રહેલ કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી ગંગારામભાઈ સાંખલાએ કહ્યું હતું કે પાટીદાર સમાજની વ્યક્તિ સરપંચ તરીકે સફળ થશે તો જ




યુવા સંઘના પ્રમુખ ગૌરાંગ ધનાણી નવનિર્વાચિત સરપંચશ્રીનું સન્માન કરી રહ્યા છે.



નખત્રાણાના સરપંચ ડાહ્યાભાઈ સેંઘાણીનું સન્માન કરતા યુવાસંઘના રાજકીય સમિતિના કન્વીનર પ્રેમજીભાઈ કેશરાણી

રાજકારણમાં સમાજનું વર્ચસ્વ વધશે. કોઈ પણ રાજકીય પક્ષને પાટીદાર સમાજની અવગણના કરવી હવે ભારે પડશે તેવી ગર્ભિત વાત પણ કેન્દ્રીય પ્રમુખશ્રીએ કરતાં સમગ્ર સભાજનોએ તાળીઓના ગડગડાટથી તેમના ઈરાદાને વધાવી લીધો હતો.

કેન્દ્રીય યુવા સંઘના પ્રમુખ શ્રી ગૌરાંગ ધનાણીએ યુવા સંઘના મિશન ૨૦-૨૦ અંતર્ગત અસર વર્ષના કાર્યોને સફળ બનાવવા જે સરપંચો કાર્ય કરશે અને સિદ્ધિ મેળવશે તેમને યુવા સંઘ તરફથી રૂ.૧૧,૦૦૦ થી ૫૧,૦૦૦ સુધીના ઈનામની જાહેરાત કરી હતી. સરપંચો અને રાજકીય ક્ષેત્રે ચૂંટાયેલા સભ્યો માટે પૂર્ણ સમયનો વર્કશોપ યોજાશે તેવી જાહેરાત પણ યુવા પ્રમુખે કરી હતી.

સમારોહમાં ઉપસ્થિત કેન્દ્રીય સમાજ, મહિલા સંઘ અને યુવા સંઘના મહાનુભાવોના વરદ્ હસ્તે ચૂંટાયેલા સરપંચો અને સભ્યોનું શાલ ઓઢાડી સ્ટેજ પર ગામવાઈઝ અભિવાદન કરવામાં આવ્યું ત્યારે સભાજનોને કચ્છના પાટીદાર ગામોના ચૂંટાયેલા સભ્યોને એક સાથે જોવા - જાણવાનો મોકો મળ્યો હતો.

નવનિર્વાચિત સભ્યોને વહીવટી જાણકારી મળી રહે અને વહીવટી પ્રશ્નો અને તેના ઉકેલથી માહિતગાર થાય તે હેતુથી દરેકને શશિકાંત ઠક્કર લિખિત પુસ્તક 'શશિકિરણે કચ્છ' ભેટ આપવામાં આવ્યું હતું.

માંડવી વિસ્તારના પૂર્વ ધારાસભ્ય શ્રી છબીલભાઈ પટેલે તેમના વક્તવ્યમાં સરપંચોને જણાવેલ કે ગામના વિકાસ માટે સંસદસભ્ય /ધારાસભ્ય પાસે ગ્રાંટ માગવી એ તેમનો અધિકાર છે. નખત્રાણા તાલુકા ભાજપના પ્રમુખ લાલજી રામાણીએ જણાવેલ કે સરપંચો ઈમાનદાર હોય તો ગામને વિકાસને પંથે જતા કોઈ રોકી ન શકે.

કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી દયારામ નથુ મૈયાત, જિલ્લા ખરીદ વેચાણ સંઘના અધ્યક્ષ જશવંત સાંખલા, નખત્રાણાના સરપંચશ્રી ડાહ્યાભાઈ સેંઘાણી, યુવા સંઘની રાજકીય સમિતિના કન્વિનર પ્રેમજીભાઈ કેશરાણી, મહિલા સંઘના મહામંત્રી સોનલબેન શેઠાયાએ પ્રાસંગિક ઉદ્‌બોધનમાં નવનિર્વાચિત સરપંચોને અભિનંદન આપી ઉત્તરોતર પ્રગતિના સોપાન સર કરે તેવી શુભેચ્છાઓ પાઠવેલ.

લુડવાના સરપંચ શ્રીમતી દિનાબેન ધોળુ સહિતના સરપંચોએ તેમના પ્રતિભાવમાં સમાજ દ્વારા થયેલ સન્માન બદલ આભારની લાગણી દર્શાવી ગામનો વિકાસ કરવાનો કોલ આપ્યો હતો. અભિવાદન સમારોહની સાથે પંચાયતીરાજનું જ્ઞાન આપવા આવો સુંદર વાર્તાલાપ ગોઠવવા બદલ યુવા સંઘને પણ ખાસ અભિનંદન આપેલ.

કાર્યક્રમના મીડિયા પાર્ટનર રહેલ પાટીદાર સૌરભના તંત્રી સી.કે. પટેલે વક્તા શ્રી શશિકાંત ઠક્કરનો પરિચય આપી આવો સુંદર કાર્યક્રમ યોજવા યુવા સંઘના કચ્છ રીજીયને પહેલ કરી તે બદલ તેમને અભિનંદન આપેલ.



સમારોહમાં કચ્છભરમાંથી ચૂંટાયેલા સરપંચો અને સભ્યો ઉપસ્થિત રહ્યા હતા.

સમારોહના અધ્યક્ષસ્થાનેથી બોલતાં યુવા સંઘ કચ્છ રીજીયનના પ્રમુખ શ્રી રવિલાલ વાલાણીએ નવનિર્વાચિત સરપંચો અને સભ્યોને અભિનંદન આપી યુવા સંઘના દરેક કાર્યમાં આ રીતે સહભાગી થવા અપીલ કરેલ.

આ પ્રસંગે કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી શ્રી ઈશ્વરભાઈ ભગત, મહિલા સંઘના પ્રમુખ શ્રીમતી ઝવેરબેન સાંખલા, ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના મંત્રી બાબુભાઈ ચોપડા, પશ્ચિમ કચ્છ ઝોન પ્રમુખ સુરેશ વાલાણી, પૂર્વ કચ્છ ઝોન પ્રમુખ ડાહ્યાભાઈ પાંચાણી, ડૉ. શાંતિલાલ સેંઘાણી, કેન્દ્રીય સમાજના મહામંત્રી માવજીભાઈ ભગત, સહમંત્રી માવજીભાઈ કેશરાણી, કેન્દ્રીય ન્યાય સમિતિના મંત્રી છગનભાઈ પારસીયા, તા.પં. કારોબારી ચેરમેન શ્રીમતી લક્ષ્મીબેન નાથાણી સહિતના અગ્રણીઓ ખાસ ઉપસ્થિત રહેલ.



સમાજના ટ્રસ્ટી અને ભોજનદાતા ડાહ્યાભાઈ મૈયાતે આગામી ચૂંટણીમાં જ્ઞાતિના ઉમેદવારને ચૂંટણી સહાય કરવાની જાહેરાત કરી હતી.

કાર્યક્રમના પ્રારંભે દીપ પ્રાગટ્ય બાદ ઉપસ્થિત મહાનુભાવોનું યુવા સંઘ કચ્છ ઝોન દ્વારા શાલ ઓઢાડી સ્વાગત સાથે સન્માન કરવામાં આવેલ. કચ્છ ઝોનના ઉપપ્રમુખ શાંતિલાલ કે ભગતે સ્વાગત પ્રવચન કરેલ. કાર્યક્રમનું સંપૂર્ણ સંચાલન મહામંત્રી શૈલેષ પોકારે કર્યું હતું.

કાર્યક્રમને સફળ બનાવવા કચ્છ ઝોનના ઉપપ્રમુખ મોહનલાલ દિવાણી, મંત્રી શ્રી જયંતિલાલ પારસીયા, સુરેશ ભગત, નવીન ધોળુ, સહખજાનચી બાબુભાઈ કેશરાણી, પૂર્વ પ્રમુખ દામજીભાઈ વાસાણી, શાંતિલાલ નાકરાણી સહિતના યુવા સંઘના કાર્યકરોએ જહેમત ઉઠાવેલ.

કાર્યક્રમના ભોજનના દાતા તરીકે કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી શ્રી દયારામ નથુ મૈયાત (દયાપર) તથા સન્માનના દાતા તરીકે સૂર્ય સીડઝ ફાર્મવાળા મણિલાલ કાનજી રૈયાણી રહ્યા હતા, જેમનું યુવા સંઘ દ્વારા ખાસ અભિવાદન કરવામાં આવેલ.

## ચૂંટણીમાં જ્ઞાતિના જ આગેવાનોની ભૂંડી ભૂમિકા?

નખત્રાણામાં યોજાયેલ સરપંચોના અભિવાદન સમારોહમાં ગ્રામ્ય વિસ્તારમાંથી આવેલ ઘણા સભ્યોએ ચૂંટણી દરમ્યાન તેમને હરાવવા માટે જ્ઞાતિના જ આગેવાનો અને કાર્યકરોએ ભજવેલ ભૂંડી ભૂમિકાની વ્યથાપૂર્ણ દાસ્તાન સંભળાવી આવી હરકતો આપણા સમાજમાં બંધ થવી જોઈએ તેવી લાગણી વ્યક્ત કરેલ.



સમારોહમાં મહિલાઓએ પણ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહી જાગૃતિના દર્શન કરાવ્યા હતા.

જીવનનું એ એક કારૂણ્ય છે કે માણસ જીવતો હોય છે ત્યારે જ તેનામાં રહેલી સાચી લાગણી, સહાય કરવાની તત્પરતા તથા અન્ય માનવીના દુ:ખ કે તેની મહત્તાને અંતરથી અનુભવવાની જાગ્રત ચેતના મરી પરવારે છે.



સ્નેહીજનો તેમજ જ્ઞાતિબંધુઓને અમારા નુતન વર્ષાભિનંદન

ગુજરાતમાં સૌથી ઝડપી વિકસી રહેલા

**AUTO HUB સાણંદ પાસે**

અમે આપી રહ્યા છીએ...એક એવી તક

## જેને તમે સહેલાઈથી પકડી શકો..




નળ સરોવર નજીક **રેસીડેન્સીયલ પ્લોટ**

...નલ સરોવર એટલે જ પ્રકૃતિનું બીજૂં નામ, આધુનિક યુગની દોડધામ ભરી જીંદગીમાંથી પારિવારીક આનંદ મેળવવા માટે સૌથી યોગ્ય સ્થાન, હવે ખૂબ જ સરળ રીતે...... માત્ર તમારા માસિક પોકેટમની જેટલા જ ખર્ચમાં...

**આધુનિક યુગને અનુરૂપ જાજરમાન કલબ સુવિધાઓ તેમજ માસિક ઇનામી ડ્રો દ્વારા અનેકવિધ આકર્ષણો પણ ખરાં જ...**

૨૦૦,૪૦૦,૬૦૦,૮૦૦
તેમજ ૧૦૦૦ વારના રેસીડેન્સીયલ પ્લોટ
૨૦૦* વારના પ્લોટ માટે

**₹ ૭૦૦૦/- ના ૭૧ હપ્તા.**

નક્કી કરેલા હપ્તાની રકમ સિમિત સમય મર્યાદા પુરતી છે.

*super built-up area only.

© IMAGE | 098255 97379

OUR SUCCESSFULLY RUNNING PROJECT




Anjanee Residency    Anjanee Estate

**Site Location:**
**Village : ANIYARI,**
Sanand-Nal Sarovar Road, Ahmedabad

**Inquiry Contact : 099099 56731-2-3-4-5**

A Project of:




**Reg. Office :** 301-302, Galaxy, Arcade, **NARODA**, Ahmedabad.
**Admin. Office :**

- D/12, 3rd Floor, Galaxy Avenue, **NARODA**, Ahmedabad,
- 143/144, 1st Floor, Shukan Mall, Science City Road, **SOLA**, Ahmedabad,

www.anjaneeinfra.com    email: inquiry@anjaneeinfra.com

**ANJANEE INFRASPACE LIMITED** An ISO 9001:2008 Company

# નડીઆદના ૧૨મા સમૂહલગ્નમાં ૧૯ નવયુગલોના પ્રભુતામાં પગલાં

શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ દ્વારા વસંતપંચમીના નડીઆદ ખાતે યોજાયેલ ૧૨મા સમૂહલગ્નોત્સવમાં ૧૯ નવયુગલોએ પ્રભુતામાં પગલાં પાડ્યાં હતા.

સવારના ૯.૦૦ કલાકે ભવ્ય શોભાયાત્રા કાઢવામાં આવેલ જેમાં ૧૯ વરરાજાઓને બગીઓમાં બેસાડી બે અલગ અલગ બેન્ડપાર્ટીના ગ્રુપ બનાવી નીકળેલ આ ભવ્ય શોભાયાત્રામાં જ્ઞાતિના ૬ હજાર જેટલા ભાઈ-બહેનો જોડાતાં આનંદનો મહાસાગર ઉમટી પડેલ.

૧૦ વાગે વરરાજાઓને તોરણે લેવામાં આવેલ અને વધામણા લઈ ચોરીમાં પરણવા બેસેલ. દયાપરથી પધારેલ આચાર્ય શ્રી પ્રફુલ્લચંદ્ર ત્રિપાઠી તથા બ્રહ્મર્સી સંસ્કૃત વિદ્યાલયથી પધારેલ ઉપાચાર્યશ્રીઓએ મંગલ મંત્રોચ્ચાર દ્વારા અગ્નિની સાક્ષીએ મંગળ ફેરા ફરાવી લગ્નવિધિ સંપન્ન કરેલ.

બપોરના સમૂહભોજન બાદ દરેક કન્યાઓને શુકનવંતી ભેટ સોગાદોનું વિતરણ કરવામાં આવેલ. સમૂહલગ્ન સમિતિના પ્રમુખ શ્રી ધનજીભાઈ સાંખલાએ સ્વાગત પ્રવચન સાથે અંગૂલી નિર્દેશ કરેલ.



સમૂહલગ્ન પ્રસંગે નડીયાદના રાજમાર્ગ પર નિકળેલ વરરાજાઓની ભવ્ય શોભાયાત્રા

આ પ્રસંગે આશીર્વચન આપતાં બ્રહ્મર્સી સંસ્કારધામના આચાર્ય શ્રી ડાહ્યાલાલ શાસ્ત્રીએ હિન્દુ આદર્શ જીવનમાં ૧૬ સંસ્કારો પૈકી વિવાહ એ ૧૨મો સંસ્કાર છે અને તેનું મહત્ત્વ સમજાવેલ. શાસ્ત્રીજીએ સમૂહલગ્નનું મહત્ત્વ સમજાવી સમિતિ દ્વારા થતા આયોજનની મુક્ત મને પ્રશંસા કરેલ.

સમૂહલગ્નના આયોજનમાં રૂા.૧૧ હજાર કે તેથી વધારે રકમનો ફાળો આપનાર તમામ દાતાશ્રીઓનું શાસ્ત્રીજીના કરકમળો દ્વારા શાલ ઓઢાડી સન્માનિત કરવામાં આવેલ. ગુજરાત વિધાનસભાના મુખ્ય દંડક શ્રી પંકજભાઈ દેસાઈએ પણ ખાસ ઉપસ્થિત રહી સૌને સફળતાની શુભેચ્છા પાઠવી હતી.

સત્સંગ સમાજના કેન્દ્રીય પ્રમુખ શ્રી ખીમજીભાઈ પોકાર, કેન્દ્રીય સમાજના મંત્રી શ્રી નરસિંહભાઈ સાંખલા, મધ્ય ગુજરાત ઝોન પ્રમુખ શ્રી ધરમશીભાઈ ચૌહાણ, દક્ષિણ ગુજરાત ઝોન પ્રમુખ શ્રી છગનભાઈ સાંખલા, લખપત તાલુકા સમાજના પ્રમુખ શ્રી નરસિંહભાઈ લીંબાણી, કેન્દ્રીય મહિલા સંઘના ઉપપ્રમુખ શ્રી ગંગાબેન ધોળુ આ પ્રસંગે ખાસ ઉપસ્થિત રહી ૧૯ નવયુગલોને લગ્નજીવનની મંગળમય સાફલ્યની શુભેચ્છા પાઠવેલ.

આ સમારોહનું સંપૂર્ણ સંચાલન મનસુખભાઈ પારસીયા અને અર્જુનભાઈએ કરેલ. આભાર દર્શન મહામંત્રી શ્રી અમૃતભાઈએ કરેલ.



લગ્નસ્થળે સમૂહલગ્નના વરરાજાઓ આવી પહોંચ્યા તેમને પોંખવામાં આવ્યા હતા.

# દક્ષિણ કર્ણાટકનું લગ્ન કેન્દ્ર બનતું મંડ્યા નવમા સમૂહલગ્નમાં ૧૩ નવયુગલો જોડાયાં

શ્રી દક્ષિણ કર્ણાટક કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ સનાતન સમાજ, બેંગલોર દ્વારા શુગર સીટી મંડ્યા મુકામે યોજાયેલ નવમા સમૂહલગ્નમાં ૧૩ નવયુગલોએ પ્રભુતામાં પગલાં માંડ્યા હતા.

સમૂહલગ્નના આયોજનને સુવ્યવસ્થિત રીતે પાર પાડવા માટે અલગ-અલગ ૧૯ સમિતિઓની રચના કરવામાં આવી હતી. જેમાં આયોજન સમિતિના સભ્યો તા.૨૭-૧-૧૨ના સવારના લગ્નસ્થળ મંડ્યા પહોંચી ગયા હતા. સ્થાનિક સમાજ મંડ્યા તેમજ મૈસુર સમાજના સર્વે સભ્યોએ તત્પરતા દાખવી કાળજીપૂર્વક જવાબદારી સંભાળેલ જે અત્યંત નોંધનીય હતું.

તા.૨૭-૧-૧૨ના રાત્રે કારોબારી તેમજ પક્ષકારો સાથેની સભા પ્રમુખ શ્રી ધનજીભાઈ મનજી છાભૈયાના પ્રમુખસ્થાને યોજવામાં આવેલ જેમાં મહામંત્રી શ્રી અર્જુનભાઈ સાંખલાએ સમૂહલગ્નના આયોજનની રૂપરેખા વિગતવાર સમજાવેલ. બેઠકમાં ઉપસ્થિત સભ્યોએ પણ આયોજનને સુચારુ બનાવવા મહત્વપૂર્ણ સૂચનો આપેલ.

આ સમૂહલગ્ન પ્રસંગે મંડ્યાથી ૧૫૦ કિ.મી. દૂરના ૪ પક્ષકારો લગ્નના આગલા દિવસે મંડ્યા પહોંચી આવેલ જેમના ભોજનની અને ઉતારાની વ્યવસ્થા આયોજકોએ કરી હતી. મંડ્યા જિલ્લા સમાજ અને મૈસુર જિલ્લા સમાજની ત્રણે પાંખોના કાર્યકર્તાઓએ આ માંગલિક કાર્યમાં કોઈ પણ ચીજવસ્તુની ખામી ન રહી જાય તેનું ચીવટપૂર્વક ધ્યાન રાખ્યું હતું.

આ માંગલિક કાર્યની શુભ શરૂઆત આયોજન સમિતિના પાંચ મુરબ્બીશ્રીઓએ પૂજા અર્ચના કર્યા બાદ કન્યાઓના મંડ્યારોપણ સવારના ૪-૪૫ કલાકે કરવામાં આવેલ. ઉમિયા ભવન બેંગલોરના મહારાજ શ્રી ગુલાબશંકર માવજી રાજગોરે શાસ્ત્રોક્ત મંત્રોચ્ચારથી લગ્નવિધિ સંપન્ન કરાવેલ.

મુખ્ય ભોજનના દાતા શ્રી ખેતાભાઈ જીવરાજ પોકાર (કે.આર.પુરમ્) તથા મંડપના દાતા શ્રી શીવજીભાઈ ગોપાલ ભગત (મૈસુર)નું શાલ તેમજ પુષ્પહારથી સમાજના પ્રમુખ શ્રી ધનજીભાઈ છાભૈયા દ્વારા સન્માન કરવામાં આવેલ.

આ શુભ પ્રસંગે દરેક કન્યાઓને ઘર વપરાશની ૩૨ નાની મોટી શુકનવંતી વસ્તુ, સોનાનું નેકલેસ તેમજ એક ગ્રામ સોનાનો સિક્કો વિવિધ દાતાઓ તરફથી ભેટ આપવામાં આવેલ. સમાજ તરફથી દરેક કન્યાને રૂા.૫૧૦૦ કન્યાદાનમાં રોકડ ભેટ આપવામાં આવેલ.

ભોજન બાદ બરાબર બપોરે ૧૨.૩૦ કલાકે કન્યાઓને લગ્નજીવનની શુભ કામનાઓની અમી વર્ષા સાથે કન્યા વિદાય સમારોહ શરૂ થયો જેમાં કન્યાઓને મંડપની અંદર જ ગાડીનું પૈડું નાળીયેરથી સીંચીને ક્રમસર વિદાય કરવામાં આવેલ. સમગ્ર જ્ઞાતિજનોની હાજરીમાં વિદાય ગીતોના તરંગો તથા શ્રી વસંતભાઈ ઉડુપીવાળાના ઉદ્‌ગારિત આશીર્વચનો સાથે વિદાય આપવામાં આવી ત્યારે ઉપસ્થિત લોકોની આંખો અશ્રુભીની થઈ ગઈ હતી.

આ નવમા સમૂહલગ્નની શરૂઆત ઉમંગ અને ઉત્સાહથી થઈ હતી અને તેની પૂર્ણતા આનંદ અને સમાધાનથી થઈ. વિદાય બાદ મહામંત્રી શ્રી અર્જુનભાઈ હીરજી સાંખલા દ્વારા નવમા સમૂહલગ્ન સમારોહ સંપૂર્ણ થયાની જાહેરાત કરી જ્ઞાતિજનોના અમૂલ્ય સહકાર બદલ આભાર વ્યક્ત કરવામાં આવેલ.





મંડ્યા ખાતેના સમૂહલગ્નમાં સાજન-માજન અને સમાજના આગેવાનો સાથે નવપરણિત દંપતિઓ

## નાશિકના ૧૫મા સમૂહલગ્નમાં ૫ નવયુગલોએ પ્રભુતામાં પગલાં માંડ્યા



નાસિક ખાતેના સમૂહલગ્નમાં જોડાયેલ નવયુગલો

શ્રી નાશિક જિલ્લા કચ્છ કડવા પાટીદાર સમૂહલગ્ન સમિતિ દ્વારા વસંતપંચમીના પાટીદાર ભવન નાશિક રોડ ખાતે યોજાયેલ ૧૫ મા સમૂહલગ્નમાં ૫ નવયુગલો લગ્નગ્રંથિમાં જોડાઈ પ્રભુતામાં પગલાં માંડ્યા હતા.

૮.૦૦ વાગે સ્વાગત સમિતિના વડીલો દ્વારા વરરાજાઓનું સ્વાગત અને ૮.૪૫ વાગે જાનને માયરામાં લેવામાં આવેલ. ૯.૧૫ કલાકે હસ્તમેળાપ, ફેરા તથા સપ્તપદીની વિધિ બ્રાહ્મણો દ્વારા શાસ્ત્રોક્ત રીતે સંપન્ન થઈ હતી.

લગ્નવિધિ બાદ સત્કાર સમારોહ આયોજિત કરવામાં આવેલ જેમાં નાશિકના દરેક વિભાગના પ્રમુખ, વડીલો તેમજ આ શુભ પ્રસંગે ખાસ ઉપસ્થિત કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી શ્રી બાબુભાઈ ચૌહાણ, સ્થાનિક કોર્પોરેટર, ધારાસભ્યશ્રીને આમંત્રિત કરવામાં આવેલ અને સમિતિના અધ્યક્ષ શ્રી શરદભાઈ માવાણી દ્વારા પુષ્પ આપી સ્વાગત કરવામાં આવેલ.

દાતાઓ તરફથી દરેક કન્યાઓને કન્યાદાનમાં જુદી જુદી ચીજવસ્તુઓ ભેટ આપવામાં આવેલ. સમિતિ તરફથી દરેક કન્યાને રૂા.૧૫૦૦૦ની ફિક્સ્ડ ડિપોઝીટની રસીદ આપવામાં આવેલ. મહિલા સંઘના મંત્રી શ્રીમતી રમિલાબેન રવાણી, શાંતાબેન દિવાણી તેમજ નીરૂબેન માવાણીએ પોતાના વિચારો પ્રગટ કરેલ.

સમૂહલગ્ન સમિતિના અધ્યક્ષ શ્રી શરદભાઈ માવાણીએ પોતાના ઉદ્‌બોધનમાં જણાવેલ કે વડીલોના માર્ગદર્શનથી અને યુવાનોના સાથ સહકારથી આ આયોજન શક્ય બન્યું છે. આ માટે યુવાનો, સમિતિના દરેક સદસ્યો તેમજ દાતાશ્રીઓ અભિનંદનને પાત્ર છે.

કાર્યક્રમનું સંપૂર્ણ સંચાલન સમિતિના મંત્રી શ્રી ખેતશીભાઈ રવાણી, દિનેશભાઈ નાકરાણી તથા કાંતિભાઈ સાંખલા દ્વારા કરવામાં આવેલ.

## નાગપુરના ૨૭મા સમૂહલગ્નમાં ૨૩ નવયુગલો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ્યાં

શ્રી કચ્છ પાટીદાર સમાજ, લક્કડગંજ, નાગપુર દ્વારા વસંતપંચમીના યોજાયેલ ૨૭મા સમૂહલગ્નમાં સમાજના ૨૩ નવયુગલોએ પ્રભુતામાં પગલાં માંડી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરેલ હતો. પ્રથમ સત્રમાં ૧૫ તેમજ દ્વિતીય સત્રમાં ૮ નવયુગલોએ ફેરા ફર્યા હતા.

ગોર મહારાજ શ્રી મહેશભાઈ પંડ્યા અને રસિકભાઈ પંડ્યા દ્વારા લગ્નવિધિ મંત્રોચ્ચાર સાથે સંપન્ન કરવામાં આવેલ. સમૂહલગ્નની પૂર્વ સંધ્યાએ જાનોનું આગમન થતાં તેમનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું હતું.

સન્માન આશીર્વાદ કાર્યક્રમમાં સમિતિના અધ્યક્ષ શ્રી કેસરાભાઈ માવજી લીંબાણીના પ્રાસ્તાવિક ઉદ્‌બોધન બાદ






નાગપુર સમાજના સમૂહલગ્નનું દશ્ય

મંચસ્થ મહાનુભાવો દ્વારા પ્રસંગને અનુરૂપ આશીર્વચન આપી નવદંપતિઓના સુખમય જીવનની કામના કરવામાં આવેલ. ત્યારબાદ રેકર્ડબ્રેક ૩૯ દાતાશ્રીઓનું પુષ્પગુચ્છ અને સ્મૃતિચિન્હ આપી સન્માન કરવામાં આવ્યું હતું.

આયોજન સમિતિના માનદ્‌મંત્રી મુળવંતરાય પોકાર દ્વારા સૌનું સ્વાગત કરવામાં આવેલ. સમાજના પ્રમુખ શ્રી વાલજી અબજી દિવાણી, સમાજના ઉપપ્રમુખ તેમજ આયોજન સમિતિના પ્રમુખ શ્રી કેસરાભાઈ લીંબાણી, સમાજના મંત્રી શ્રી રમેશભાઈ લીંબાણી, પાટીદાર યુવક મંડળના પ્રમુખ શ્રી કાંતિલાલ દિવાણી, મહિલા મંડળના પ્રમુખ શ્રીમતી ચંપાબેન હરજીયાણી, કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી શ્રી વાલજી નારણ ભગત, કારોબારી સભ્ય ડૉ. શાંતિલાલ સેંઘાણી સહિત સ્થાનિક સમાજના પદાધિકારીઓ આ પ્રસંગે ઉપસ્થિત રહેલ.

## હૈદ્રાબાદ - સિકંદરાબાદના ૧૩મા સમૂહલગ્નમાં ૧૫ પ્રગતિશીલ નવયુગલો જોડાયા

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના હૈદ્રાબાદ-સિકંદરાબાદ દ્વારા વસંતપંચમીના મુસાપેટ ખાતે યોજાયેલ ૧૩મા સમૂહલગ્નમાં સમાજના ૧૫ પ્રગતિશીલ નવયુગલોએ પ્રભુતામાં પગલાં પાડ્યાં હતા.

હૈદ્રાબાદ-સિકંદરાબાદ બંને શહેરના વડીલોની દીર્ઘદૃષ્ટિથી બંને સમાજો એકબીજાના સહકારથી વારા ફરતી દર વર્ષે આયોજનની જવાબદારી સંભાળે છે. સમગ્ર આંધ્રપ્રદેશમાંથી ૩૦૦૦થી પણ વધુ જ્ઞાતિજનોએ આ સમારોહને માણ્યો હતો.

મુસાપેટ પાટીદાર ભવનના પ્રાંગણમાં સવારના ૫ વાગે તમામ જાનો આવી ગઈ હતી. સમાજના વડીલો તથા સ્વાગત સમિતિએ શરણાઈના સૂરથી તેમનું ભવ્ય સ્વાગત કરેલ. વરરાજાઓનું મહિલા મંડળ દ્વારા ગોતીડાથી સન્માન કરવામાં આવેલ.

ભૂદેવોના મંત્રોચ્ચાર સાથે લગ્નવિધિ સંપન્ન કરવામાં આવેલ. ગણેશ સ્થાપના પ્રમુખ શ્રી રતનશી ધનજી લીંબાણી તેમજ




જાડીયા શહેરના સમૂહલગ્નમાં મહિલા મંડળની બહેનો સાથે નવયુગલો

તેમના ધર્મપત્ની દેવકાબેનના વરદ્ હસ્તે સ્ટેજ પર કરવામાં આવેલ. કન્યાના માંડવાના પ્રારંભ સાથે લગ્નગીતોના સૂર ગુંજી ઊઠ્યો હતો. મમતાબેન ચૌધરી અને જયાબેન લીંબાણીએ સ્વકંઠે ગીતો ગાઈ સાજન-માજનની વાહ-વાહ મેળવી હતી.

આશીર્વાદ અને સન્માન સમારોહમાં સ્થાનિક સમાજના હોદ્દેદારોના વરદ્‌હસ્તે નવદંપતિઓને સન્માનપત્ર, ગીતા, રામાયણ, લક્ષ્મીનારાયણ ભગવાનનો

ફોટો, રાધાકૃષ્ણનો ફોટો ભેટ આપવામાં આવેલ. વર-કન્યાના માતા-પિતાનું પણ સમાજ દ્વારા સન્માન કરવામાં આવેલ.

આંધ્ર સમાજના પ્રમુખ શ્રી કરસન લધા દિવાણી, શિવગણભાઈ છાભૈયા, ટ્રસ્ટી શ્રી પુંજાલાલ રામજી સુરાણી, યુવક મંડળના પ્રમુખ કીર્તિ દડગા, મહિલા મંડળના પ્રમુખ વિમળાબેન ચૌધરી, આયોજન સમિતિના ચેરમેન વીરજી શીવજી દડગા તેમજ સમાજના પ્રમુખ શ્રી રતનશી ધનજી લીંબાણીએ નવદંપતિઓને આશીર્વાદ સાથે શુભેચ્છાઓ પાઠવેલ.

કન્યાદાનમાં મળેલ રોકડ રકમ રૂા. ૨,૭૦,૦૦૦ દરેક કન્યાને વહેંચી આપવામાં આવેલ. દાતાઓ તરફથી મળેલ શુકનવંતી ભેટોનું પણ વિતરણ કરવામાં આવેલ. માનદ્‌મંત્રી અમૃતલાલ શામજી છાભૈયા તથા સહચેરમેન કાંતિલાલ પ્રેમજી ગોરાણીએ સમગ્ર સમારોહનું સંચાલન કરેલ.

## સતરાવાલા ઉમા વિદ્યાપીઠના વાર્ષિકોત્સવની ભવ્ય ઉજવણી

તા. ૪-૨-૧૨ને શનિવારના રોજ સતરાવાલા ઉમા વિદ્યાપીઠ - સુરત (વલથાણ) ખાતે રાજભાઈ પ્રેમજી ભાવાણી વિદ્યામંદિરનો પાંચમો વાર્ષિક મહોત્સવ "નવરસ"ની ભવ્ય ઉજવણી કરવામાં આવેલ. આ પ્રસંગે સમારંભ અધ્યક્ષ તરીકે ટ્રસ્ટના પ્રમુખ શ્રી દેવજીભાઈ ભાવાણી, ઉદ્‌ઘાટક તરીકે વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરતના રજીસ્ટારશ્રી પ્રો. ડૉ. જે.એમ. મહેતા તથા મુખ્ય મહેમાન તરીકે સાર્પેક્ષ એન્જીનિયરીંગ, અમદાવાદના ઉદ્યોગપતિશ્રી અરૂણભાઈ પટેલ ઉપસ્થિત રહ્યા હતા. કાર્યક્રમની શરૂઆત શંખનાદ અને વંદેમાતરમ્ ટ્યુશન દ્વારા થયેલ. સ્કૂલની બાળાઓએ સુંદર પ્રાર્થના અને સ્વાગતગીત રજૂ કરેલ. આચાર્યશ્રી રાજકુમાર સાલેમે સર્વેનું શાબ્દીક સ્વાગત કરેલ. મહેમાનોએ દીપ પ્રાગટ્ય કરી કાર્યક્રમને ખુલ્લો મૂકેલ. અંગ્રેજીનું મહત્ત્વ સમજાવતી નાટીકા, શીવ તાંડવ નૃત્ય, આદિવાસી નૃત્ય તેમજ ગીટાર સાથે રજુ કરેલ ગીતોએ દર્શકોના મન હરી લીધા હતા.

કાર્યક્રમના મધ્યમાં શાળાના બાળકોએ રમતગમત, કરાટે તેમજ અભ્યાસમાં મેળવેલ સિદ્ધિઓ બદલ તેમને સર્ટિફિકેટ આપી સન્માનીત કરવામાં આવેલ. મુખ્ય મહેમાનશ્રી મહેતા સાહેબે હાલમાં ઈન્ટરનેશનલ લેવલે અંગ્રેજીનું મહત્ત્વ અને બદલાઈ રહેલો શિક્ષણનો સિનારીયો રજૂ કરેલ. ઉદ્‌ઘાટકશ્રી અરૂણભાઈ પટેલે શાળાના બાળકો, વાલીઓ અને શિક્ષકોને પ્રેરણારૂપ વક્તવ્ય આપેલ. એસ.એમ.સી. ચેરમેનશ્રી આર.એલ. પટેલે સંસ્થાની કાર્યવિધિ અને ભવિષ્યમાં શરૂ થનાર અભ્યાસક્રમો અંગેની માહિતી રજૂ કરેલ. સમારંભ અધ્યક્ષશ્રી દેવજીભાઈ ભાવાણી, શ્રી અ.ભા.ક.ક.પા. સમાજના ઉપપ્રમુખશ્રી મનસુખભાઈ રૂડાણી, ટ્રસ્ટના મંત્રીશ્રી કાન્તીભાઈ લીંબાણીએ સૌને કાર્યક્રમના આયોજન માટે અભિનંદન આપેલ અને ટ્રસ્ટ દ્વારા ભવિષ્યમાં જરૂરી તમામ પ્રકારની સગવડતાઓ ઝડપથી પૂરા પાડવા માટે તેઓ કટીબદ્ધ હોવાનું જણાવેલ. સંસ્કાર સંકુલના શ્રી અશોકભાઈએ તથા વાલીગણમાંથી શ્રી કિશોર પોકાર અને શ્રીમતી ક્રિષ્નાબેન ધોળુએ કાર્યક્રમને અનુરૂપ પ્રોત્સાહક વાતો કરેલ અને શાળાની કામગીરીથી સંતોષ વ્યક્ત કરેલ. કાર્યક્રમના અંતમાં ધોરણ-૧૦ના વિદ્યાર્થીઓની સ્ટાફ દ્વારા વિદાય ગીત ગાઈ શુભેચ્છા પાઠવવામાં આવેલ. કેમ્પસ ડાયરેક્ટરશ્રી ગજેન્દ્રકુમારે શાળાકીય પ્રવૃત્તિઓની વિગતે જાણ કરેલ.

સમગ્ર કાર્યક્રમનું સંચાલન શાળાના વિદ્યાર્થીઓ દ્વારા અને ડૉ. વસંત ધોળુ દ્વારા સફળ રીતે કરવામાં આવેલ. આભાર દર્શન એસ.એમ.સી.ના સેક્રેટરીશ્રી જયંતિભાઈએ કરેલ. કાર્યક્રમ દરમ્યાન ઉપસ્થિત મહેમાનો અને વાલીગણે વિદ્યાર્થીઓને પ્રોત્સાહન માટે મોટી રકમની જાહેરાતો કરેલ. જે બદલ તેમને અભિનંદન પાઠવવામાં આવેલ. છેલ્લે સર્વે ભોજન લઈ કાર્યક્રમના સુખદ સંભારણા વાગોળતા છુટા પડેલ.

## કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી બાબુલાલ હીરજી ચૌહાણનું નિધન

કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી શ્રી બાબુલાલ હીરજી ચૌહાણનું મુંબઈ ખાતે દુ:ખદ અવસાન થયું છે. કચ્છમાં આણંદસરના વતની એવા બાબુભાઈ ચૌહાણનો કેન્દ્રીય સમાજની છેલ્લી વરણીમાં ટ્રસ્ટી તરીકે સમાવેશ કરવામાં આવ્યો હતો.

સમાજ, પરિવાર સહિત અનેક ધાર્મિક સંસ્થાઓમાં વરસોથી સંકળાયેલા શ્રી બાબુલાલ હીરજી ચૌહાણના નિધનથી સમાજને એક સેવાભાવી વડીલની ખોટ પડી છે.

નખત્રાણા પાટીદાર વિદ્યાર્થી ભવન ખાતે ૧૯ ફેબ્રુઆરીના યોજાયેલ એક કાર્યક્રમમાં બે મિનિટ મૌન પાળી સદ્‌ગતને શ્રદ્ધાંજલિ અર્પિત કરવામાં આવી હતી.

### પાટીદાર સૌરભના નવા ગ્રાહકોને પણ વી.પી.પી.થી અંકો મોકલવામાં આવશે

જો આપ પાટીદાર સૌરભના ગ્રાહક થવા માંગતા હો અને લવાજમ ભરવામાં આપને મુશ્કેલી થતી હોય તો આપની વિનંતી મળેથી વી.પી.પી. દ્વારા પણ આપને અંક મોકલી આપવામાં આવશે.

- ❖ વી.પી.પી. માટે પત્ર લખો અથવા ઈમેલ કરો.
- ❖ આપનું સરનામું સંપૂર્ણ વિગતે, પીનકોડ નંબર સાથે લખો.
- ❖ પાટીદાર સૌરભનું ઈ-મેલ એડ્રેસ છે :

patidarsaurabh@yahoo.co.in

## હરિહર સંપ્રદાયની નવમી પેઢીના

# વાંઢાયના સંત કરશનદાસજી મહારાજ બ્રહ્મલીન થયા

**મહાશિવરાત્રીના વાંઢાયમાં યોજાયેલી, પાલખીયાત્રામાં માનવ મહેરામણ ઉમટ્યો**

તીર્થભૂમિ વાંઢાય મધ્યે આવેલા ઈશ્વર આશ્રમના હરિહર સંપ્રદાયના નવમી પેઢીના સંત કરશનદાસજી મહારાજ મહાશિવરાત્રીના આગલા દિવસે મોડી રાત્રે બ્રહ્મલીન થતા સમગ્ર સંપ્રદાયમાં ઘેરા શોકની લાગણી ફરી વળી હતી.

મહાશિવરાત્રીના નીકળેલી સંતની પાલખીયાત્રામાં મુંબઈ સહિત દેશના વિવિધ ભાગોમાંથી અને કચ્છના ગામડામાંથી હજારો ભાવિકો અને સંતોએ જોડાઈ ભાવવંદના કરી હતી.

બ્રહ્મલીન સંત ઓધવરામજી મહારાજની તપોભૂમિની બાજુમાં સંતના નશ્વર દેહને અગ્નિદાહ અપાયો હતો. જ્યાં સંત દયાલદાસજી તેમજ શાંતિદાસજી મહારાજની ફૂલ સમાધિ છે.

**હરિહર સંપ્રદાયની ૯ પેઢીઓ**

- દેવા મહારાજ
- વિહારી મહારાજ
- ક્ષેમસાગર મહારાજ
- ઈશ્વરરામજી મહારાજ
- લાલરામજી મહારાજ
- ઓધવરામજી મહારાજ
- દયાલદાસજી મહારાજ
- શાંતિદાસજી મહારાજ
- કરશનદાસજી મહારાજ

હરિહર સંપ્રદાયની નવમી પેઢીના સંત કરશનદાસજી મહારાજનું સાદું જીવનદર્શન જ એક મોટો સંદેશ હતો. વાણી વિલાસથી દૂર રહેલા આ સાધુએ પોતાના સત્સંગમાં ક્યારેય પણ ભારે શબ્દોનો ઉપયોગ ન કરીને સામાન્યમાં સામાન્ય માણસને સમજાય તેવા શબ્દપ્રયોગ કરીને લોકોને છેલ્લે સુધી જીવનબોધ આપ્યો હતો.

કરૂણા-દયા અને પ્રેમની મૂર્તિ સમા આ



સંતે આ તપોભૂમિને પોતાના ભજન દ્વારા આધ્યાત્મિક જાગૃતિથી ચેતનવંતી રાખી હતી. તેમની ન પૂરાય તેવી ખોટ ભાવિક ભક્તો અનુભવી રહ્યા છે.

૭૨ વર્ષીય આ સંત ઈશ્વર આશ્રમના પરિસરમાં રાત્રે ૧૦ વાગ્યા સુધી નિત્ય સત્સંગ ભજન કરતા. બ્રહ્મલીન થયા તે રાત્રે પણ રામસાગરના સથવારે અલખની આલેખ જગાવતાં જગાવતાં છાતીમાં સામાન્ય દુઃખાવો ઉપડ્યો હતો અને ૧૨ વાગ્યે દેહ ત્યાગી દીધો હતો.

મહારાજશ્રીના દેહવિલયના સમાચાર મળતાં ભાવિક વર્ગમાં શોકની લાગણી વ્યાપી ગઈ હતી. પાલખીયાત્રામાં જોડાવા મુંબઈથી ટ્રસ્ટીઓ રવિલાલ કેશરા પટેલ, પહ્લાદભાઈ ભાનુશાલી, ગંગારામભાઈ પટેલ (ભુજ), તેમજ કઠલાલ બેંગલોર સહિત ઠેરઠેરથી ભાવિકો પહોંચી આવ્યા હતા.

સંતો હરિદાસજી મહારાજ, મોહનદાસજી મહારાજ, હિતેશ મહારાજ, અરવિંદદાસજી મહારાજ, વાસુદેવદાસજી મહારાજ, કિશોરદાસજી મહારાજ, દિલીપ રાજા, માધવદાસજી મહારાજ, શંભુદાસજી, જગુદાદા, સાધ્વી મૈયાબા, સાધ્વી મૃદુલાબા અને પાર્વતીમા વગેરે પાલખીયાત્રામાં જોડાયા હતા. પાલખીયાત્રા દરમ્યાન પુષ્પવૃષ્ટિ કરાઈ હતી.

હરિહર પરંપરામાં જીવે ત્યાં સુધી નામ પાછળ 'દાસ' લાગે છે અને બ્રહ્મલીન થાય



ત્યારે નામ પાછળ 'રામ' શબ્દ લાગે છે 'એટલે હવેથી બ્રહ્મલીન કરસનરામ મહારાજ તરીકે ઓળખાશે એમ સંત હરિદાસજી મહારાજે જણાવ્યું હતું.

સંતના માનમાં દેશલપર (વાંઢાય) આસપાસના ગામોએ બંધ પાળી શ્રદ્ધા સુમન અર્પણ કર્યા હતા. ૧૩ દિવસ સુધી આશ્રમ મધ્યે સવારે ૮ થી ૧૧ અને બપોરે ૩ થી ૫ દરમ્યાન સત્સંગ અને સંધ્યાપાઠ યોજાશે અને ૩ માર્ચના ષોડશી ભંડારો યોજાશે.

**સંત કરશનદાસજીની જીવન ઝરમર**

ભુજ તાલુકાના કુકમા ગામે ગુર્જર ક્ષત્રિય મિસ્ત્રી જ્ઞાતિના વસ્તારામ પાંચાભાઈ તેમજ રામબાઈની કુખે સંવત ૧૯૯૭ના રોજ કરશનદાસજી મહારાજનો જન્મ થયો હતો. તેઓની ઉંમર નાની હતી ત્યારે જ તેમના માતૃશ્રીનું અવસાન થઈ ગયું હતું. તેમના પિતા વૈશાખ સુદ-૩, સંવત ૨૦૦૪માં કરશનદાસજીને વાંઢાયના ઈશ્વર આશ્રમમાં મૂકી ગયા હતા. તેમણે વાંઢાયમાં રહીને જ માત્ર ૪ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો. સંત શાન્તિદાસજી મહારાજે સંત કરશનદાસને પોતાના શિષ્ય બનાવ્યા હતા. સંત ઓધવરામજી, દયાળદાસજી સહિતના સંતો પાસેથી તેમણે જ્ઞાન મેળવ્યું હતું. સંત ૨૦૩૬ના કારતક વદ-૧ને સોમવારના દિને ગુરુ શાંતિદાસજીનો દેહવિલય થતાં ઈશ્વર આશ્રમની ગાદી કરશનદાસજી મહારાજે સંભાળી હતી. તેઓને હમલાપુરીના મહંત માધવદાસજી મહારાજે ચદર વિધિ કરી હતી. ત્યારથી તેઓ ઈશ્વર આશ્રમના સંચાલક બન્યા હતા. પરંતુ તેઓને ગાદી પ્રત્યે ક્યારેય મોહ નહોતો. વર્ષ ૧૯૮૧માં ૨૫૬ ભાગવત પોથી મૂકાવીને શ્રીમદ્ ભાગવત કક્ષાનું આયોજન કર્યું હતું. સંવત ૨૦૪૫માં કરશનદાસજી મહારાજે ભાવિક ભક્તોના સહકારથી મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. સવંત ૨૦૪૬માં રામચંદ્ર ડોંગરેજી મહારાજની રામ પારાયણ જ્ઞાનયજ્ઞનું આયોજન કર્યું હતું. આ ઉપરાંત તેમણે વાંઢાયમાં દયાલ ભવન, લાલરામ ભવન, ઓધવરામ ભવન, શાન્તિ ભવન સહિતની અનેક ઈમારતોનું નિર્માણ પણ કરાવ્યું હતું.



- દોષદર્શનના કરતાં સહેલી બીજી કોઈ વસ્તુ નથી : કૂથલીનો વ્યવસાય ચલાવવામાં કોઈ જાતની કાબેલિયતની, ત્યાગની કે કોઈ બુદ્ધિ-પ્રતિભાની જરૂર પડતી નથી.
- પોતાનામાં જે ખૂટે છે તેની પૂર્તિ કરવા માટે મનુષ્યને કલ્પનાશક્તિ આપવામાં આવી છે અને પોતાનામાં જે છે તે બાબત આશ્વાસન મેળવવા માટે રમૂજવૃત્તિ.

## તલોદની કુ. યોગીતા ભગતની ઉત્તર ગુજરાત યુનિવર્સિટીમાં સેનેટ સભ્ય તરીકે ગૌરવરૂપ વરણી

(ડૉ. વસંત ધોળુ - ચેરમેન, એજ્યુકેશન એન્ડ ટેલેન્ટ હન્ટ કમિટિ શ્રી અ.ભા.ક.ક.પા. યુવાસંઘ દ્વારા)

તલોદની કુ. યોગીતા રતીલાલ ભગતની ચાલુ વર્ષે હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણના કુલપતિશ્રીએ યુનિવર્સિટી કોર્ટના સાંસ્કૃતિક વિભાગમાંથી સેનેટ સભ્ય તરીકે નિમણુંક કરી છે.

કુ. યોગીતા હાલમાં સાયન્સ કોલેજ, કડીમાં ટી.વાય.બી.એસ.સી. (ગણિત) વિષય સાથે અભ્યાસ કરી રહેલ છે. અગાઉ બે વર્ષ તેણીએ સાયન્સ કોલેજ, તલોદમાં તેમજ હાઈસ્કૂલનો અભ્યાસ ટ્રિનિટી સ્કૂલ, તલોદમાં રહીને કરેલ છે. સેનેટ સભ્ય સુધી કંડારેલ કેડીની કેટલીક પ્રેરણાદાયી વિગતો આ મુજબ છે.

તેણીએ આઈ.એન.ટી. અને ગુજરાત સમાચાર દ્વારા ગુજરાત રાજ્યની સમગ્ર કોલેજોની અમદાવાદ ઠાકોરભાઈ દેસાઈ હોલ ખાતે યોજાતી એકાંકી સ્પર્ધામાં તલોદ કોલેજમાંથી દ્વિતીય વિજેતા એકાંકી "સ્વર્ણીમ પળોની શોધમાં", પ્રથમ વિજેતા એકાંકી "પડી પટોળે ભાત" તથા "માટલી ચિરાણી"માં ઉત્તમ કલાકાર તરીકે રોલ ભજવેલ. તદઉપરાંત યુનિવર્સિટી દ્વારા આયોજિત યુવકમહોત્સવમાં પ્રથમ વિજેતા સ્કીટ "ખાતો નથી ખાવા દેતો નથી" તથા "ઓકટોપસ ડોટ કોમ" તેમજ નાટ્ય સ્પર્ધામાં અને રંગોળી સ્પર્ધામાં ભાગ લઈ વિજેતા બનેલ. જેના લીધે તેમની પસંદગી યુનિવર્સિટી ટીમમાં થયેલ. તેમણે વેસ્ટઝોન ઈન્ટર યુનિવર્સિટી યુવક મહોત્સવ દ્વારા ડીસેમ્બર-૨૦૦૯માં યુનિવર્સિટી ઓફ મુંબઈ - મુંબઈ ખાતે તેમજ ડીસેમ્બર-૨૦૧૦માં જીવાજી યુનિવર્સિટી ગ્વાલિયર ખાતે આયોજિત ઈન્ટર યુનિવર્સિટી મહોત્સવમાં બે વખત ભાગ લેવાની સુવર્ણતક સાંપડેલ અને પાંચ રાજ્યોની સ્પર્ધામાં તૃતીય ઈનામ મેળવેલ. સાથે સાથે કોલેજ કક્ષાએ અને સામાજિક લેવલે આયોજિત સ્પર્ધામાં પણ શ્રેષ્ઠ દેખાવો કરેલ.

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા નખત્રાણા (કચ્છ) ખાતે યોજાયેલ સુવર્ણ જયંતિ મહોત્સવ પ્રસંગે સારસ્વત પરિવાર દ્વારા રજૂ થયેલ અદ્‌ભૂત અને યાદગાર નાટીકા "સ્વર્ણીમને સથવારે ચાલ્યા કડવા પાટીદાર... સમર્થ પાટીદાર..."માં ખેડૂતનું તેમજ રંગલીનું પાત્ર ભજવી લોકચાહના મેળવેલ. આ ઉપરાંત કુ. યોગીતાએ અભ્યાસમાં પણ ધોરણ ૧ થી ૧૦ સુધી તલોદ સમાજ તરફથી હંમેશા પ્રથમ ઈનામ જ મેળવેલ છે.

# અભિનંદન



મુકેશ રવિલાલ સેંઘાણી (સી.એ.)
નખત્રાણા નવાવાસ હાલે ગાંધીધામ-કચ્છ

C.A.ની ફાઈનલ પરીક્ષા પાસ કરી આપે સેંઘાણી (રામાણી) પરિવારનું ગૌરવ વધાર્યું છે તે બદલ ખૂબ ખૂબ અંતરના અભિનંદન.... લિ.

| | | |
|---|---|---|
| પિતા-માતા | : | સ્વ. રવિલાલ નારણ સેંઘાણી<br>ગં.સ્વ. લીલાબેન |
| કાકા-કાકી | : | ડાહ્યાભાઈ નારણ સંઘાણી<br>(સરપંચશ્રી નખત્રાણા)<br>દમયંતીબેન |
| મોટાભાઈ-ભાભી | : | દિનેશ રવિલાલ સેંઘાણી<br>મનિષાબેન |
| નાનાભાઈ-ભાભી | : | અનિલ ડાહ્યાભાઈ સેંઘાણી<br>ઈલાબેન |
| નાનાભાઈ-ભાભી | : | રાજેશ ડાહ્યાભાઈ સેંઘાણી<br>શિલ્પાબેન |
| બહેન-બનેવી | : | પૂનમબેન મિતેશભાઈ |
| બહેન-બનેવી | : | મીનાબેન લોકેશકુમાર |
| ભત્રીજી | : | પ્રથા, વૈદિકા, શ્રેયા |

તેમજ સમસ્ત સેંઘાણી (રામાણી) પરિવાર

વ્યવસાયિક પ્રતિષ્ઠાન

**સત્યમ સ્ટોર્સ - શક્તિ ટ્રાન્સપોર્ટ**

**સત્યમ A/c શો રૂમ (નખત્રાણા)**

**સત્યમ પેઈન્ટસ્ - સુરત**

કારણકે અમે જાણીએ છીએ કે...

# ઘટતા જતા મૂલ્યને અમૂલ્ય

## કેવી રીતે બનાવવું ?

આજના અર્થશાસ્ત્રના અર્થઘટનો સહેલાઇથી સમજી શકાય તેવા નથી...ફૂગાવા અને ભ્રષ્ટાચારના દબાણ નીચે સામાન્ય માણસ અને રૂપિયો બન્ને કચડાય છે, ત્યારે **દરેક વ્યકિત ચિંતિત છે કે રોકાણ ક્યાં કરવું ....? કેવી રીતે કરવું અને કેટલું કરવું....?**

એટલે જ અમે સ્થાપ્યું છે એક એવું સંગઠન કે જે વિચારે છે વિકાસ માટે... જે સમજે છે સમાજના નાના-મધ્યમ સાહસિકોને...અને કાર્યશીલ છે કૌશલ્યસભર કાર્યો કરવા માટે...

અમારા અનુભવોના નિચોડ સ્વરૂપે સંયુકત સાહસના માધ્યમ દ્વારા અમે કરી રહ્યા છીએ સુરક્ષિત અને સુઆયોજીત પ્રોજેકટનો આરંભ...કે જેમાં આવરી લઇશું રીયલ એસ્ટેટ ડેવેલોપમેન્ટ અને સોલાર એનર્જી સેકટરની નફાકારકતાને, તેમજ ઉમેરીશું અમારા ઉત્સાહ અને આયોજનને..

...માટે અમે આવકારી રહ્યા છીએ નાના અને સાહસિક રોકાણકારોને કે જે અમારા સાહસોમાં બરાબરના ભાગીદાર બની શકે અને બને વિકાસના વ્યવસ્થાપક...

© IMAGE : 98255 97379

આવો...કરીએ સમૃદ્ધ જીવનની શરૂઆત...

પાટીદાર
વેન્ચર્સ લિમીટેડ
— look our vision together —

-: સંપર્ક સૂત્ર :-

| | | |
|---|---|---|
| હરેશ શિવગણભાઇ સેંઘાણી | (શ્રી ઉમા શેર બ્રોકિગ પ્રા. લિ.-સુરત) **દરશડી**-કચ્છ | ૯૮૨૫૫ ૨૨૮૮૨ |
| કેશવ માવજીભાઇ લીંબાણી | (ઓમ સેલ્સ એજન્સી-સુરત) **દેવીસર**-કચ્છ | ૯૮૨૪૧ ૫૯૦૧૯ |
| હસમુખ નારાયણભાઇ ભોજાણી | (શ્રી અંબિકા પેઇન્ટસ્-સુરત) **નખત્રાણા**-કચ્છ | ૯૮૨૫૪ ૮૦૮૨૬ |
| વિરેન્દ્ર નારાયણભાઇ પટેલ | (ઊમિયા ગ્રેનાઇટ એન્ડ મારબલ -સુરત) **ઇકબાલગઢ**-બનાસકાંઠા | ૯૩૨૭૩ ૩૨૬૯૯ |
| અરવિંદ માવજીભાઇ પોકાર | (અક્ષર પુરૂષોત્તમ સો મિલ - કડોદરા) **મથલ**-કચ્છ | ૯૮૨૫૫ ૯૯૬૮૧ |
| પ્રવિણ પૂંજાભાઇ લીંબાણી | (વિનય પ્લાય ટ્રેડર્સ -સુરત) **દેવીસર** -કચ્છ | ૯૮૨૪૩ ૭૩૨૫૨ |
| કૈલાશ માવજીભાઇ રામાણી | (મોલ્ડવેલ ટેકનોલોજી - કડોદરા) **નખત્રાણા** -કચ્છ | ૯૮૨૫૩ ૨૦૦૦૫ |
| વિજય ચુનીભાઇ વાલાણી | (શ્રી ઉમિયા પેઇન્ટસ્ - સુરત) **વિથોણ**-કચ્છ | ૯૯૭૯૫ ૮૨૦૬૨ |

૪, શિલાલેખ રેસિડેન્સી, કેનાલ રોડ, પરવત પાટીયા, મગોબ-સુરત ૩૯૫૦૧૦

visit us on www.patidarventures.com | mail: info@patidarventures.com paridarventures@gmail.com

# ખરેખર આ પટેલોને જોઈએ છે શું?

સિદસર અને કાગવડ. એકબીજાથી સિત્તરેક કિલોમીટરના અંતરે આવેલા આ બે ગામોનો આમ કોઈ મોટો ઈતિહાસ કે ભવ્ય ભૂતકાળ નથી, પરંતુ છેલ્લા એક માસમાં આ બંને ગામોની ધરતી પરથી જે લલકાર થયા, જે પોકાર થયા, જે શબ્દો હવામાનમાં ઘૂમી વળ્યા, તે જો સાચા પડે તો ઉલ્લેખનીય ભૂતકાળ ન ધરાવતા આ બંને ગામો પટેલ સમાજના ભવિષ્યના અજવાસનું ઉદ્‌ગમબિંદુ બનશે તેવું અત્યારે લાગી રહ્યું છે. ગુજરાત તો શું સૌરાષ્ટ્રનો નકશો લઈને બેસીએ તો મેગ્નિફાઈંગ ગ્લાસ પણ માંડ શોધી શકે તેવા આ ગામો લેઉવા અને કડવા પટેલ જ્ઞાતિને લીધે પોતાની વૈશ્વિક ઓળખ બનાવી રહ્યા છે. આમ તો પટેલ દેશ-દુનિયામાં ખ્યાત છે. પરંતુ પટેલ પાવરનો પરચો કે પરિચય વિશ્વને હમણાં હમણાં વિશેષ થયો, મેઘાણીએ લખ્યું છે, 'નથી જાણ્યું અમારે પંથ શી આફત પડી છે, ખબર છે એટલી કે માતની હાકલ પડી છે.' અહીં પટેલોએ થોડો ચેન્જ કર્યો અને કહ્યું કે, 'ખબર છે એટલે કે નાતની હાકલ પડી છે !' ૨૧મી જાન્યુઆરી, ૨૦૧૧ના દિવસે વીરપુર પાસે કાગવડ ગામે અને ૯ થી ૧૩ ફેબ્રુઆરી, ૨૦૧૧ દરમિયાન સિદસર ખાતે લાખો પટેલો એકઠા થયા. આમ પણ પટેલોનો આંતરિક જ્ઞાતિ અનુરાગ કાંઈ છૂપો નથી. સંગઠન, ઐક્ય માટે તેઓ જાણીતા છે. અરે, ક્યારેક તો અળખામણા પણ બને છે. પરંતુ તેમાં તેઓ કોઈ છોછ નથી અનુભવતા. સમાજ વળી સમાજને કામ નહીં આવે તો કોણ આવશે, તેવું તેઓ પોઝિટિવલી માને છે અને બીજાને ક્યારેય નડતા પણ નથી. વિશ્વના મોટાભાગના દેશોમાં ફેલાઈ ગયેલા અને બાવડાંના 'જોર'થી નહીં, પરંતુ બાવડાના 'બળ'થી આગળ વધેલા, વધી રહેલા પાટીદારોએ હમણાં એકતાનું એવું પ્રદર્શન કર્યું કે 'ગાંધીનગર' અને 'દિલ્હી' એ ચશ્માંના કાચ પર બાઝેલી ધૂળ સાફ કરીને અથવા તો અત્યાર સુધી થયેલા આંખ મિચામણા વિસરીને આ પટેલ પાવરને કન્સિડર કરવો પડ્યો છે. આ બંને ઈવેન્ટ પછી એક વાત સિદ્ધ થઈ છે કે વિકાસ, પ્રગતિ માટે પટેલો રોલમોડેલ બની રહ્યા છે - આ વાત મુખ્યમંત્રીએ કરી છે ! એક પ્રશ્ન ઊઠી રહ્યો છે કે આર્થિક, સામાજિક, રાજકીય તાકાત દર્શાવનારા આ પટેલોને આખરે જોઈએ છે શું?

'ચાલો, સિદસર ગામ, મા ઉમિયાને ધામ', 'ચાલો, કાગવડ ગામ, મા ખોડલને ધામ' જેવા નારા, ચૂંટણીને વાર છે તેમ છતાં, સદ્‌ભાવના ઉપવાસ ન હોવા છતાં હજારો લોકોના ટોળા બે અવસરે એકત્ર થયા અને ટોળાં હોય ત્યાં શિસ્ત ન હોય, ટોળાંને બુદ્ધિ ન હોય તેવી બધી કહેવતો અને માન્યતાઓ અહીં ખોટી પડી ગઈ. કાગવડ ખાતે યોજાયેલા ખોડલધામ મંદિરની શિલાપૂજન વિધિ અને સિદસરમાં થયેલા ઉમિયા માતા મંદિરની રજત જયંતિ નિમિત્તે લાખોની સંખ્યામાં પટેલ સમાજ એક જ સ્થળે એકઠો થયો. આ પ્રસંગને લીધે એવી છાપ ઉપસી કે પટેલો વધારે સંગઠિત થઈ રહ્યા છે. તેમને આખરે જોઈએ છે શું? ખેર, એ વાત પછી, પરંતુ સામાન્ય લોકોને આ બંને પ્રસંગ જોઈને જે મહેસુસ થયું, પરંતુ પૂર્ણ અર્થમાં ન સમજાયું તે મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીએ તેમના પ્રવચનમાં કહ્યું. મોદીએ મંચ પરથી સિદસરમાં કહ્યું કે જો કોઈ પ્રજાએ વિકાસ અને પ્રગતિ કરવા હોય તો તેમણે ગુજરાતના પાટીદારોના વિકાસનો અભ્યાસ કરવો જોઈએ ! પચાસ વર્ષમાં આ જાતિએ - જ્ઞાતિએ જે પ્રગતી કરી છે તે ખરેખર સ્ટડી કેસ છે જ વળી, ખોડલધામનું જે આયોજન હતું તે જોયા પછી સામાન્ય માણસો આ ચર્ચા કરતા હતા અને મોદીએ આ ચર્ચા પર 'સ્ટેટમેન્ટ' સ્વરૂપે મહોર મારી દીધી.

જે લોકો પટેલ વિરોધી હોય તેઓ પણ પટેલોની પ્રગતિને સ્વીકારીને ચાલે છે, વડીલોની જમીન સાચવી ત્યાં ખેતી કરી અને તેમાં તેઓ આધુનિક બન્યા એટલું જ નથી. આ પટેલોએ ઈન્ડસ્ટ્રીઝ ચલાવીને રાજકોટ જેવા મધ્યમકક્ષાના શહેરના અર્થતંત્રને દોડાવ્યું છે, આર્થિક વિકાસને 'એન્જિન' આપ્યાં છે ! તો આ જ પટેલોમાંથી કોઈએ ભગવદ્ ગૌમંડળ જેવા ગ્રંથની રચનામાં હિસ્સો આપ્યો હતો. આ જ પટેલો પૈકી કોઈએ મોટી શિક્ષણસંસ્થા શરૂ કરી અને આ જ પટેલોમાંથી રાજકારણમાં પણ સંખ્યાબંધ લોકો આવ્યા. પટેલોની વિકાસયાત્રાને આમ ટૂંકમાં વર્ણવવાનું થોડું અઘરું છે, પરંતુ તબીબી ક્ષેત્ર હોય કે ઈજનેરી કે પછી ઉદ્યોગ, પટેલો બધે છવાયેલ - ફેલાયેલ છે. આયોજનપૂર્વક ફેલાતા જાય છે તે હકીકત છે. મેનેજમેન્ટનું જો શ્રેષ્ઠ ઉદાહરણ જોઈતું હોય અને આ બંને પ્રસંગો જ છે. સાહેબ, એક સાથે અડધા કલાકમાં સવા લાખ લોકો પ્રસાદ લઈ શકે, ૭૫૦ ટ્રેક્ટરો ખાદ્ય સામગ્રીની ડિલિવરી કરે, ચૌદ હજાર સ્વયંસેવકો કોઈ અપેક્ષા વગર સતત મહિનાઓ સુધી કામ કરે, એક જ દિવસમાં એક સમયે સૌથી વધારે અને કોઈને ઠેસ પણ ન વાગે, આ મેનેજમેન્ટ કેવું? આંકડા કે આયોજનના ઊંડાણમાં આપણે ઊતરતા નથી, પરંતુ આવું વિરાટ કાર્ય થયું એ ઓર્ગેનાઈઝેશન, કો-ઓર્ડિનેશન, કોમ્યુનિકેશન જેવા મેનેજમેન્ટના તમામ પાસા અહીં તાદશ થયા. જ્ઞાતિ આધારિત સંમેલનો થવા જોઈએ કે નહીં? ધર્મના નામે લાખો રૂપિયા ખર્ચાવા જોઈએ કે નહીં? યજ્ઞમાં લાકડાંનો દાહ કરી પર્યાવરણ માટે ખતરો ઊભો થાય છે કે નહીં તે ચર્ચા તેના સ્થાને છે, પરંતુ

જે થયું છે તેને જ જો જોઈએ તો એ બાબત ઘણી જ મહત્ત્વની છે અને તેમાં નરેન્દ્રભાઈની વાત સાચી છે કે વિકાસ માટે પટેલોનો અભ્યાસ કરો, કેવી રીતે શક્ય બન્યું આ બધું?

હવે સવાલ એ આવે કે આ બધું શા માટે? પહેલો જ જવાબ જે દરેકના મોઢે છે તે, 'કેમ વળી ચૂંટણી માટે !' વાત સાવ સાચી નથી અને એમ તદ્દન ખોટી પણ નથી. કાગવડ ધામના પ્રણેતા રાજકોટના ઉદ્યોગપતિ નરેશ પટેલ કહે છે, 'અમે કોઈ પોલિટિકલ એજન્ડા લઈને આવ્યા નથી અને આવીશું પણ નહીં. લેઉવા પટેલ સમાજને એક છત્ર નીચે એકઠો કરવાની જરૂર હતી. અમારી પાસે એવું માધ્યમ નહોતું. અમારા બાળકો, નવી પેઢી શિક્ષિત બને, સાથે સ્પર્ધામાં ટકી શકે, સ્પોર્ટસ્ કે કલ્ચરલ એક્ટિવિટીમાં આગળ વધે, જાહેર વહીવટમાં આવી શકે તે માટે અમે સંકુલો અને પ્રવૃત્તિ કરવાના છીએ, કોઈ પક્ષ સાથે ખોડલધામનું જોડાણ નહીં થાય, ખોડલધામ સંકુલના પ્રકલ્પો શિક્ષા-દીક્ષાના છે અને તેના ૨૫૦ કરોડના પ્રોજેક્ટ માટે અત્યાર સુધીમાં પહેલાં ૮૦ કરોડ અને પછી ૧૫૦ કરોડ રૂપિયાથી વધારે દાન આવ્યું છે.'

સામે કડવા પટેલોએ પણ સિદસરના માધ્યમથી સૌરાષ્ટ્રમાં સંખ્યાબંધ ગામોમાં આરઓ પ્લાન્ટ, શિક્ષણ સંકુલો ઊભા કર્યા છે. સિદસરના તાજેતરના અવસરમાં ઉદ્યોગ પ્રદર્શન અને કૃષિમેળા સાથે પુસ્તકમેળો પણ હતો તે પટેલ પરિવર્તનનું સૌથી મોટું દૃષ્ટાંત છે. ઉમિયા પરિવારની ૧૨૫ કરોડની સમૃદ્ધિ યોજના દ્વારા થનારા કામોનો લાભ પટેલ સિવાયની કોમ્યુનિટીને પણ મળશે. લેઉવા પટેલો પણ કહે છે કે અમારા વિવિધ કેન્દ્રોમાં ઈતરજ્ઞાતિઓ આવી જ શકશે !

આમ પણ પટેલો પાસે શું નથી? પૈસા છે, પાવર શક્તિ છે. ઉદ્યોગો પણ છે અને ખેતી પણ છે. સામાજિક એકતા પણ છે, સ્ટેટસ પણ છે, ચૂંટણી નજીક આવી ત્યારે તેમણે આવું કરવું પડે તેમ છે? કદાચ લેઉવા પટેલ માટે તે જરૂરી હતું. પ્રદેશ ભાજપ પ્રમુખ ચંદુભાઈ ફળદુ હોય, કોંગ્રેસ અગ્રણી પૂર્વપ્રમુખ સિદ્ધાર્થ પટેલ હોય કે એનસીપીના ચૂંટાયેલા ધારાસભ્ય ચંદુ વઘાસિયા હોય બધા લેઉવા છે. ભાજપમાં કાળુ વીરાણી, જશુબહેન પટેલ, ગોવિંદભાઈ પટેલ, દિલીપ સંઘાણી, ભરત બોથરા, કનુભાઈ ભાલાળા, વિઠ્ઠલભાઈ રાદડિયા બધા જ લેઉવા છે. કડવા કરતાં લેઉવા પટેલ ધારાસભ્યો વધારે છે આ નામો અને આંકડામાં એકાદબે આમ કે તેમ હોઈ શકે. આટલી મજબૂત સ્થિતિ હોવા છતાં લેઉવા પટેલોએ અનુભવ્યું કે તેમની અવગણના થઈ રહી છે અને એટલે તેઓએ કોઈ પોલિટિકલ વાત ભલે ન કરી હોય, પરંતુ તેમના મૌનમાંથી, જય મા ખોડલના નારામાંથી એટલો અવાજ તો આવતો જ હતો કે, 'અમને અવગણશો નહીં, અમે આટલા બધા છીએ અને છતાં એક છીએ.'

એક ચર્ચા એવી પણ છે કે બધી રીતે પાવરફુલ આ પટેલો આ બધું એટલે કરે છે કે તેમને તમામ મોરચે પોતાના લોકો જોઈએ છે. મંત્રી પણ પટેલ અને સચિવ પણ પટેલ, પછી કલર્ક ભલે પટેલ ન હોય શું ફેર પડશે? સ્પોર્ટસ્ હોય કે આર્ટ્સ, પટેલો બધે હોવા જોઈએ. અલબત્ત, તેના માટે તેઓ આયોજન અને મહેનત પણ કરે છે, પરંતુ નરેશ પટેલ હોય કે કડવા પટેલ અગ્રણી ચીમનભાઈ સાપરિયા, બંને કહે છે કે અમારો રાજકીય હેતુ જરા પણ નહી કે ન અમે કોઈ અન્ય સમાજને નાના-નીચા ગણીએ છીએ. આજે જે રીતે પરિવર્તન થયું છે તે જોતાં અમારે એક થવું અને અમુક સંદેશા વહાવવા અત્યંત જરૂરી છે. જે પ્રવૃત્તિ અમે મંદિર કે ટ્રસ્ટના માધ્યમથી કરશું તેમાં પૈસા પટેલોના હશે, પરંતુ તેનો લાભ તો બધાને મળશે.

પટેલોની કેટલીક ચિંતા અસ્થાને નથી. સિદસરમાં મુખ્યમંત્રીએ પટેલોની પીઠ થાબડી તો સાથે એક વાત ચેતવણીરૂપે પણ કહી કે જ્યાં ઉમિયા માતાનું મંદિર છે. તે ઉંઝામાં જ સ્ત્રીભ્રૂણ હત્યા વધારે થાય છે. પાટીદારોમાં દીકરીઓને ગર્ભમાં મારી નાખવાનો કુરિવાજ વધારે છે તેવું મુખ્યમંત્રીએ કહ્યું. મહેસુલમંત્રી આનંદીબહેન પટેલે હિંમતભેર, પોતે મંત્રી અને પટેલ હોવા છતાં કહ્યું કે હું પાટીદારની દીકરી છું અને આ કડવી વાસ્તવિકતા છે કે આપણા સમાજમાં આજે પણ દીકરી-દીકરાનો ભેદ છે, રાજ્યનો સેક્સ રેશિયો અસંતુલિત છે. અહીંથી આપણે સંકલ્પ કરીએ કે દીકરીઓને માની કોખમાં નહીં મારીએ ! કાગવડમાં ખોડલધામના સૌથી મોટા દાતા વસંતભાઈ ગજેરાએ કહ્યું હતું કે આપણે આ બધું કરીએ તે તો બરાબર, પરંતુ આપણા માટે સૌથી અગત્યનું તો એ છે કે આપણી નવી પેઢી વ્યસનો તરફ ન જાય, તેમના શબ્દો કવોટ કરીએ તો, 'ન ખાવાનું ખાઈને, ન પીવાનું પીને' કોઈ પટેલ છોકરો પોતાના ઘરે ન જવો જોઈએ. વડીલોની આ ચિંતા નરેશ પટેલે પણ વ્યક્ત કરી હતી. બંને સ્થળે વ્યસનમુક્તિના કેન્દ્રો પણ રખાયા હતા. પટેલ સમાજના વિકાસ સાથે તેમની આ ચિંતા પણ યોગ્ય જ છે. તેથી જ તેમને વિકાસના રોલમોડલ ગણી શકાય ! કારણ કે તેમને ખ્યાલ આવ્યો છે કે શા માટે વિકાસ અટક્યો છે. વક્તાઓના કહેવા અનુસાર જો ભ્રૂણહત્યાનું પાપ સમાજમાં થઈ રહ્યું છે તો એક વાત અહીંથી પણ કહેવાનું મન થાય કે પાપની કબૂલાત ક્યારેક પુણ્યની શરૂઆત હોય છે !

બાકી શું જોઈએ છે પટેલોને? તેનો જવાબ આપે તેટલા કાચા હવે પટેલો નથી રહ્યા, ખોડલધામમાં લેઉવા પટેલ સમાજના મોભી પૂર્વ મુખ્યમંત્રી કેશુભાઈએ કહ્યું હતું, 'આપણે તો બધાને આપતા આવ્યા છીએ, પરંતુ કોઈ છીનવી લે તો આપણે પાછું લઈ લેશું અને કોઈ તમાચો મારે તો બીજો ગાલ નહીં ધરીએ, બે તમાચા સામા ઝીંકી દેશું?' કેશુભાઈના આ વિધાનનો પડઘો મોટો પડ્યો છે અને તે પડઘાની અંદર એક સવાલ ગૂંજી રહ્યો છે, પટેલોને જોઈએ છે શું?

# PLANET TOURS & EVENTS

દિલ્હીમાં એકમાત્ર વિશ્વસનીય ટ્રાવેલ એજન્ટ



## ચારધામયાત્રા

**૧૧ દિવસની** ₹ ૧૬,૦૦૦/- પ્રતિ વ્યકિત

**૧૪ દિવસની** ₹ ૧૯,૫૦૦/- પ્રતિ વ્યકિત

**(યાત્રા બુકિંગ ચાર્જ રૂ. ૪૦૦૦/-)**

**દિલ્હી, હરિદ્વાર, યમનોત્રી, ગંગોત્રી,**

**કેદારનાથ, બદ્રીનાથ, ઋષિકેશ, દિલ્હી**

સુવિધાજનક–સુનિયોજીત–સુખદઃ આનંદમય–સ્વર્ગની અનુભૂતિ,

સ્વાદિષ્ટ જમવાનું, અને રહેવાનું,

૨૭ સીટર ડીલકસ બસ આદિ અનેકો સુવિધાઓ મળશે.

રહેવા માટે ડબલ બેડ રૂમ મળશે

કેદારનાથ અને બદ્રીનાથમાં ૩–૪–૫–૬ બેડ વાળા રૂમ મળશે

આગરા/મથુરા પૈકેજ – હિમાચલ પૈકેજ

વૈષ્ણો દેવી/અમરનાથ પૈકેજ

કશમીર પૈકેજ – કેરળ પૈકેજ

હવાઈ ટિકટ – હોટલ બુકિંગ ની વ્યવસ્થા પણ ઉપલબ્ધ છે

વધુ માહિતિ અને બુકિંગ માટે સંપર્ક

આશિષ પટેલ – ૦૯૮૧૦૧૨૩૬૪૬ – વાલજીભાઈ પટેલ– ૦૯૮૧૦૧૨૦૬૩૪

1/108, 2nd Floor, WHS, Kirti Nagar, New Delhi - 110015
Ph.: 0-9810123646, 9810120634
Email : planettour@ymail.com - planettour@rediffmail.com

Neelam Arts : 9810515024, 011-22528713




**If you have the will you have the deal**

# kutch|arcade

**The Business Centre**

**ORGANIZER**

**RAMSONS PROPERTIES PVT.LTD.**

**Kutch Timbor Plot, National Highway No. 8A, Near Railway Crossing, Gandhidham (Kutch) Phone No. : 99092 03030, 99092 08080 www.kutcharcade.com**

# ઓળંગાયેલા ઉંબરા દુનિયાને નંદનવન કરશે...

છેલ્લા ૮૦, ૯૦ વર્ષોથી સ્ત્રીઓની સમાનતા, સ્વતંત્રતા અને અધિકારોની લડતની હવા દુનિયાભરમાં ચારે ખૂણે ફેલાઈ રહી છે. સ્ત્રીઓની સંગઠિત તાકાત પણ ધીરે ધીરે ઊભી થવા માંડી છે. સ્ત્રીગૌરવ ન્યાયની અને સમાન હક્કની ચળવળ શરૂ થઈ ગઈ છે. એનું કારણ સ્ત્રી જાગૃત થઈ છે. સૌ સભાન બની છે અને જાણતી થઈ છે કે તે એક માનવ છે અને માનવ તરીકે તેને જીવવાનો અધિકાર છે. સ્ત્રીઓના અધિકારો એ માનવ અધિકારો છે એવું વિયેનાની કોન્ફરન્સમાં સ્વીકાર્યું. ભારતમાં ૧૯૨૪માં "ઓલ ઈન્ડિયા વિમેન્સ કોન્ફરન્સ" અખિલ હિન્દુ મહિલા પરિષદ - પ્રથમ નારી સંગઠન ઊભું થયું. ૧૯૪૭માં ભારતીય બંધારણે સ્ત્રીઓને સમાન અધિકારો આપ્યા.

૧૯૮૫માં મળેલી નૈરોબી મહિલા પરિષદમાં સ્ત્રી સમાજના વિકાસ માટે ઘણા નિર્ણયો લેવાયા હતા. સ્ત્રીઓમાં જાગૃતિ આણવી, તેમને કેળવણી આપવી, ગરીબી દૂર કરવી, તેમનું આરોગ્ય સુધારવું, તેમની ઉપર થતા અત્યાચારો, બળાત્કારો દૂર થાય, આદિવાસી સ્ત્રીઓની રક્ષા કરવી, તેમના સ્થિર વિકાસ માટે ટેકનોલોજીનું શિક્ષણ આપવું. તેમને સ્વતંત્રતા, સમાનતા અને અધિકારો કેટલા પ્રાપ્ત થયા છે. અથવા આ જાગૃતિ અભિયાનનું કાર્ય કેટલે અંશે સફળ થયું છે તે વિષે ૧૯૯૬માં ભરાયેલી બેઈજિંગ પરિષદમાં ચર્ચી તેમના વધુ વિકાસ, સમાનતા અને શાંતિ માટે હવે પછી શું કરવું એ અંગે વિચારણા હાથ ધરવામાં આવી.

આ અંગેનો ઈતિહાસ જોતાં જણાય છે કે, આજથી ૮૦,૯૦ વર્ષ પહેલા ઈંગ્લેન્ડની મહિલાઓએ પુખ્તમતાધિકાર માટે લડત કરીને કારાવાસ ભોગવ્યો હતો. જે તેમના અધિકારો અને સામર્થ્યની દિશામાં પહેલું કદમ હતું અને ૧૯૪૯માં યુનોના તમામ રાષ્ટ્રોમાં સ્ત્રીઓને સમાન ન્યાય તક આપવાનું અલગ કમિશન થયું તે એક બીજું મોટું કામ થયું.

યુનોની જનરલ એસેમ્બલીના ઉપક્રમે પહેલી પરિષદ મેક્સિકોમાં ૧૯૭૦માં યોજાયઈ. બીજી પરિષદ ૧૯૮૦માં કોપનહેગનમાં યોજાઈ, ત્રીજી પરિષદ ૧૯૮૫માં નૈરોબીમાં અને ચોથી પરિષદ ૧૯૯૫માં ચીનના બેઈજિંગમાં યોજાઈ.

બેઈજિંગમાં યુનોના ૪૫ સભ્યદેશોના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. તેમાં બેઈજિંગના સરકારી પ્રતિનિધિમંડળો, યુનોના પ્રતિનિધિઓ અનેક સંસ્થાઓ, રાષ્ટ્રી સ્વતંત્રતાના સંગઠનો, સ્વૈચ્છિક સંસ્થાઓ, નિષ્ણાતો, સલાહકારોએ ભાગ લેતા ૩૦,૦૦૦ થી યે વધુ બહેનોએ સમગ્ર વિશ્વના નારીસમાજની શાંત ક્રાંતિ કરી આગેકૂચ કરી.

તેમાં બહેનોના વધુ સ્થિર વિકાસ માટે સ્ત્રીઓની ફરજને, તેમજ તેમની સાંસારિક, સામાજિક, આર્થિક, રાષ્ટ્રીય, શૈક્ષણિક અને સાંસ્કૃતિક એમ બધાં જ ક્ષેત્રે કઈ રીતે સુધારણા કરવી એ વિષે ઊંડાણ અને વિસ્તારપૂર્વક ચર્ચા થઈ.

નૈરોબી અને બેઈજિંગમાં સ્ત્રીઓના અધિકારો સમાનતા અને સ્વતંત્રતા માટે જે ચર્ચાઓ થઈ હતી તેના બીજ તો મેક્સિકો પરિષદમાં વવાયા હતા. મેક્સિકો પરિષદમાં જે કેટલાક ઠરાવો પસાર થયા તેમાં સ્ત્રી કેળવણી, સાક્ષરતામાં વધારો કરવો, તેમને વિકાસની તકો આપવી, તેમની રોજગારી વધારવી, સમાનવેતન આપવું, સ્ત્રી અને પુરુષો વચ્ચેના સામાજિક, કૌટુંબિક અને આર્થિક ક્ષેત્રે તમામ ભેદો ઘટાડવા. નાગરિક સામાજિક અને રાજકીય હક્કોમાં સમાનતા લાવવી. તેમના કાર્યોમાં આર્થિત મૂલ્યોની કદર કરવી, સ્ત્રી સંગઠનો વધારવા અને ગ્રામીણ તંત્રવિજ્ઞાન વધારવું.

અને ૧૯૮૦માં મળેલી કોપનહેગન કોન્ફરન્સમાં મહિલાઓ માટેના રાષ્ટ્રીયકક્ષાના પગલાંનો કાર્યક્રમ હાથ ધરાયો. તેથી મહિલાઓ માટેના કમિશનો સ્થાપવા અને સ્ત્રીઓના રાષ્ટ્રીય સંગઠનો સાથે તેની અસરકારક કડીઓ ઊભી કરવી. રોજગારીની સમાનતકો અને તેમાં સમાનવેતન મળે અને સંપૂર્ણ રોજીરોટી મળે એવા આયોજનો કરવા, વળી સ્ત્રીઓના રાજકીય તેમજ નીતિ નિર્ણય ઘડનારા સ્થાનોમાં સ્ત્રીઓની ભાગીદારીઓની ગેરંટી લાવે તેવા કાયદાઓ ઘડવા. સરકારી તેમજ બિનસરકારી સંગઠનો વચ્ચે સહકાર સ્થાપવો અને વિકસાવવો જેથી સ્ત્રીઓ સરળતાથી આગળ વધી શકે.

સ્ત્રી એક માનવ છે, નાગરિક છે અને એ રીતે તેના શારીરિક, માનસિક આરોગ્યની રક્ષા કરવી તેમજ સામાજિક અને આર્થિક વિકાસ સાધવા માટે શિક્ષણ અને તાલીમની સુવિધાઓ સાધી સમાનતા ઊભી કરવાની યોજનાઓ ઘડાઈ.

આમ ચાર ચાર પરિષદો ભરાઈ, જ્યારે નૈરોબીની બીજી પરિષદમાં ૧૨૪ દેશોના સરકારી અહેવાલોએ દર્શાવ્યું કે મહિલા વિકાસના ધ્યેયોમાં માત્ર અંશતઃ સફળતા મળી છે. હજુ ઘણાં દેશોમાં સ્ત્રી-પુરુષો વચ્ચે અસમાનતા છે. સામાજિક સમસ્યાઓ પણ ઘણી છે અને સ્ત્રીઓના કૌટુંબિક સામાજિક તથા રાજકીય જીવનમાં પારાવાર પરિવર્તન આવી રહ્યું છે. પરિણામે સ્ત્રી-પુરુષના સહકારથી ઊભા થયેલા કુટુંબો, સમાજ, રાજ્ય, દેશ અને રાષ્ટ્ર યુદ્ધ અજ્ઞાનતા, નિરક્ષરતા, જડતા,

સમાજના ખોટા રીત રિવાજોથી કચડાતાં કુટુંબો, ગરીબીને કારણે ગરીબ સ્ત્રીઓ મુઠ્ઠીભર અનાજ માટે અન્ય પુરુષોને કરતી દેહદાન, ભ્રષ્ટાચાર, અત્યાચાર, બળાત્કાર, કતલ, ખૂન ઘરઘરમાં થતાં ઝઘડાઓને કારણે થતાં છૂટાછેડા આવા સામાજિક જીવનની કરૂણતાને કારણે કૌટુંબિક જીવન એટલી હદ સુધીનું વેડફાઈ ગયું છે કે જો હવે વિશ્વની સ્ત્રીઓ કાયદાઓ અને ઠરાવો પસાર કરે, ઠરાવે તો ભલે પણ હવે તો વાસ્તવિક ક્ષેત્રે એના મંડાણ થવા જોઈએ અને દરેક સ્ત્રીએ અને જાતે સજાગ બનીને વિકાસને પંથે વળવું જોઈએ.

આ સમયે પૂ. ગાંધીબાપુ યાદ આવે છે. તેમણે એકવાર કહ્યું હતું કે, આપણે વીતેલા સોનેરી યુગના ઉત્તરાધિકારીઓ છીએ એ સુવર્ણયુગમાં કૌટુંબિક અને સામાજિક જીવનમાં સંસ્કાર, ચારિત્ર્ય, સ્નેહ, સંપ, આદરભાવ હતા જેને કારણે મહિલાઓનું માન પણ જળવાતું હતું.

આજે આ યુગ મલિન થઈ ગયો છે. આપણા દેશમાં આજે કૌટુંબિક, સામાજિક અને રાજકીય ક્ષેત્રે જે પ્રવાહો વહી રહ્યા છે તેમાં ક્યાંયે મનની સ્વચ્છતા, જીવનની પવિત્રતા, સત્યની ભાવના અને અહિંસાનો ધર્મ કયાંયે દેખાતો નથી. તેમાંયે આજે સ્ત્રીઓ, મોડેલ અને વેશ્યાવૃત્તિ દ્વારા પૈસો કમાઈ દારૂ અને ઉપભોગમાં દોજખભર્યું જીવન જીવતી સ્ત્રીઓ, પળે પળે ઘરમાં કંકાસ થતાં ઘર છોડીને નાસી જતી રખડતી, ભટકતી સ્ત્રીઓ આ બધામાં જાગૃતિ લાવીને આપણે પોતે જ ઘર અને બહાર શાંતિ લાવવાનું કામ કરવાનું છે.

આંતરરાષ્ટ્રીય મહિલા કોન્ફરન્સમાં જે કામો નક્કી થયા છે એ કામો કરવા માટે કટિબદ્ધ થવાનો સમય હવે પાકી ગયો છે.

> નાની નાની વાતો આપણને આશ્વાસન આપે છે, કારણ કે નાની નાની વાતો આપણને પીડાતી હોય છે.

## ૩૦ માર્ચના રીલીઝ થશે ગુજરાતી ફિલ્મ માં ઉમિયાજી પધાર્યા મારે આંગણે...

નખત્રાણા :

જય ઉમિયાકૃપા ફિલ્મસ કંપની દ્વારા નિર્મિત મોટા બજેટની ગુજરાતી ફિલ્મ 'માં ઉમિયાજી પધાર્યા મારે આંગણે' આગામી ૩૦ માર્ચના સેટેલાઈટ મારફતે એકી સાથે ગુજરાત અને બહારની ૧૦૦ ટોકીઝોમાં રીલીઝ થશે.

મા ઉમિયાજીની શ્રદ્ધા અને ભક્તિ સાથે પાટીદારની સંયુક્ત કુટુંબપ્રથા, પ્રારંભિક ખેતીનો વ્યવસાય અને વર્તમાનના મોટા બિઝનેસને સાંકળી લેતી કથામાં પર્યાવરણ, ગૌરક્ષા, દીકરી જન્મની ખુશાલી, દહેજ નાબૂદી જેવા પાટીદારોના ઉમદા ગુણોને વણી લેવામાં આવ્યા છે.

ગુજરાતી ફિલ્મ જગતના ટોચના કલાકારો નરેશ કનોડીયા, હિતેનકુમાર, જયશ્રી ટી, હિતુ કનોડીયા, કોમલ ઠક્કર સહિતના કલાકારોએ આ ફિલ્મમાં અભિનયના ઓજસ પાથર્યા છે. દિગ્દર્શન રાજ બોરીચાનું છે. સંગીત મનોજ-વિમલનું છે તો પ્રખ્યાત ગાયક કલાકારો ઉદિત નારાયણ, સાધના સરગમ, પાર્થિવ ગોહિલ, દિપાલી સોમૈયા અને અરવિંદ બારોટે પોતાનો કંઠ આપેલ છે.

ગીતની ઓડિયો સીડીનું તાજેતરમાં જ સેંગોટા ખાતેના કાર્યક્રમમાં વિમોચન કરવામાં આવેલ. ફિલ્મના ગીતો અત્યારે ટી.વી.-૯ અને ઈ-ટીવી ઉપર ધૂમ મચાવી રહ્યા છે.

કચ્છી નિર્માતાઓ શ્રી માવજીભાઈ કેશરા ભગત (વિથોણ), ઈશ્વરભાઈ માવજી ભગત (કોટડા-જ), મોહનભાઈ પ્રેમજી નાથાણી (નખત્રાણા) અને ગોવિંદભાઈ ઠક્કર (નખત્રાણા) દ્વારા નિર્મિત આ ફિલ્મને નફો શિક્ષણ અને આરોગ્ય ક્ષેત્રે વાપરવામાં આવશે તેવી જાહેરાત કરવામાં આવેલ છે.

## આણંદપર (યક્ષ)ના ચૂંટણી અહેવાલ અંગે સ્પષ્ટતા

કચ્છમાં તાજેતરમાં યોજાયેલ ગ્રામ પંચાયતની ચૂંટણી અંગે પાટીદાર સૌરભના જાન્યુઆરી-૨૦૧૨ના અંકમાં પ્રસિદ્ધ થયેલ અહેવાલમાં ચૂંટણી પરિણામો અંગે સમીક્ષા કરવામાં આવેલ છે તેમાં આણંદપર (યક્ષ)ના સરપંચપદના એક ઉમેદવાર રસીલાબેન માવજી છાભૈયાનો ઉલ્લેખ 'સતપંથ સમાજના મનાતા' તરીકે કરવામાં આવેલ છે.

ઉપરોક્ત અહેવાલમાં રસીલાબેન છાભૈયા કે તેમનો પરિવાર સતપંથ સમાજના છે તેવું ક્યાંય લખાયેલ નથી કે કહેવાનો આશય પણ નથી. આ અહેવાલ માત્ર ચૂંટણી પરિણામનું પોસ્ટમોર્ટમ હતું. ચૂંટણી વખતે લોકોની આવી માન્યતાને લઈ તેમની હાર થતાં સરપંચપદથી પાટીદાર ઉમેદવારને વંચિત રહેવું પડ્યું તે હકીકતની જાણકારી જ્ઞાતિને આપવાનો એક માત્ર હેતુ હતો.

તેમ છતાં આ અહેવાલને લઈ આણંદપર (યક્ષ) ગામમાં કોઈ ગેરસમજ કે કોઈને દુઃખ થયું હોય તો પાટીદાર સૌરભ દિલગીરી વ્યક્ત કરે છે. કોઈને ઉતારી પાડવાનો કે ઈરાદાપૂર્વક ગેરસમજણ પેદા કરવાનો અમારો કોઈ હેતુ નહોતો અને હોઈ શકે પણ નહીં...

સત્ય એ સનાતન છે અને આખરે એ જ રહેવાનું છે.

- માનદ્ તંત્રી

॥ શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી રૂડીસતી માતાય નમઃ ॥ ॥ શ્રી ઉમિયા માતાય નમઃ ॥

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર રામાણી પરિવાર

ઠે. આઈશ્રી રૂડીસતી માતાજીનું સ્થાનક, વિરાણી રોડ, નખત્રાણા-કચ્છ. ફોન : ૦૨૮૩૫-૨૨૨૦૩૩

શ્રી સમસ્ત રામાણી પરિવારજનોને જણાવવાનું કે આગામી તા.૩૧-૭-૨૦૧૨ અને તા.૧-૮-૨૦૧૨ શ્રાવણ સુદ-૧૩ અને ૧૪ના આપણે દ્વિવાર્ષિક ઉત્સવ ઉજવવાનું નક્કી કરેલ છે જેમાં,

- પરિવારની સામાન્ય સભા
- વિવિધ પ્રકારના ચડાવા
- નિયાંણીયુંને ભેટ
- સરસ્વતી સન્માન
- નવી કારોબારીની વરણી
- દાતાશ્રીઓનાં સન્માન

**ઉપરોક્ત કાર્યક્રમ રાખેલ છે તો સમયસર પધારવા વિનંતી.**

- નિયાંણી ભેટ (દાન) નોંધવાનું તેમજ સ્વીકારવાનું ચાલુ છે તેમાં સહકાર આપવા વિનંતી.
- જે દાતાશ્રીઓએ નિયાંણી ભેટ નોંધાવેલ છે તે તા.૩૧-૩-૨૦૧૨ સુધીમાં મોકલાવી આપવા વિનંતી.
- આગામી અષાઢી બીજ તા.૨૧-૬-૨૦૧૨ના સવારના ૯-૩૦ કલાકે પરિવારની જનરલ મિટિંગ રાખેલ છે જેમાં આગામી દ્વિવાર્ષિક ઉત્સવ અંગેના કાર્યક્રમને આખરી ઓપ આપવામાં આવશે તો તેમાં વધુમાં વધુ સંખ્યામાં હાજર રહેવા વિનંતી. બપોરના દાતાશ્રીઓ તરફથી મહાપ્રસાદનું આયોજન કરવામાં આવેલ છે.
- પરિવારનો એકાઉન્ટ નંબર

  શ્રી રામાણી પરિવાર

  બેંક ઓફ બરોડા, નખત્રાણા. A/c. No. 03780100006007

  જો આપના ગામમાં BOB ની શાખા ન હોય તો RTGS કોડ નંબર દ્વારા ટ્રાન્સફર કરી શકાશે, જેના કોડ આ પ્રમાણે છે.

  RTGS/NEFT IFSC CODE BARBO NAKHTR મુજબ છે.

**લિ. આપના વિશ્વાસુ**

શિવગણભાઈ વેલજી રામાણી
પ્રમુખ
૦૯૪૪૮૯૯૧૬૪૦



વેલજીભાઈ લધારામ રામાણી
મહામંત્રી
૦૯૯૦૯૮૫૭૫૪૭

ચિંતન

# અલ્પાહારની વ્યવસ્થા છે :
## (નહિતર માથાં ક્યાંથી ભેગા થાય !)

■ સર્વેશ વોરા

"તપ વિષે પ્રવચન આપજો પણ લોકોને આઘાત લાગે તેવું કહેતા નહીં ! ગયાં વર્ષે ફલાણા પધારેલા. ક્ષમાપના વિષે એવું તો જોરદાર બોલેલા કે આખો હોલ રડતો હતો." તમે પણ જરા 'જમાવજો.' આપણે ત્યાં જરા 'ધાર્મિક', ધર્મચુસ્ત લોકો વધુ આવે છે એટલે અહિંસા વિષે બોલો ત્યારે કટાક્ષો કરતા નહીં. ટૂંકમાં 'અમને ભાવતું ખવડાવજો, સુદર્શન ચૂર્ણ આપતા નહીં, અરીસો બતાડતા નહીં, અમારી સામૂહિક ઊંઘ બગાડતા નહીં ! એક વિચારકને વ્યાખ્યાન માટે આમંત્રિત કરતી વખતે કરાતા ઈશારા આપણે ક્યાં, કઈ હદે પહોંચી ગયા છીએ એનો સંકેત આપે છે ! પેલા વક્તા-વિચારકને ક્ષણભર ભ્રમ થાય કે પોતે ફરમાયશી વસ્તુ રજૂ કરનાર ધંધાદારી 'કોમેડિયન' કે ગાયક તો નથી ને?'

તાજેતરમાં એક નવું હાસ્યાસ્પદ તત્ત્વ ઉમેરાયું છે : સભામાં પછી ભલે કોઈ ગંભીર વિષય પરનું ચિંતન હોય, 'અલ્પાહારની વ્યવસ્થા' છે વાળી પૂર્વ જાહેરાત કરવી પડે અને એ જાહેરાત પછી સભાની હાજરી ચોક્કસપણે વધી જાય. ગંભીર ચિંતનાત્મક સભા પછી અલ્પાહારની ટેબલો પર ધસતા શ્રોતાઓને જુઓ ત્યારે ભય લાગે કે પોલીસ તો બોલાવવી નહીં પડે ને?

આપણે શા માટે કબૂલ કરતા નથી કે સમગ્રપણે આપણે છીછરાપણાં, પશુતા તરફ ધસી રહ્યા છીએ ! જેને આપણે ધાર્મિકતા કે આધ્યાત્મિકતા નામ આપીએ છીએ પણ એ ઝનૂની ટોળાંબાજીના રેશમી નામ સિવાય બીજું શું હોય છે? એક સંપ્રદાયના પરિપત્રમાં એક વાક્ય વાંચ્યું : 'ગુરુદેવ એકતા માટે પ્રયાસો કરી રહ્યા છે' વાંચીને ખુશ થઈ જવાયું. જુદા જુદા સાંપ્રદાયિક કે વૈચારિક મનભેદો વચ્ચે મીઠાશ લાવવાથી વધારે રૂડું શું? પણ પછી જ્યારે ગુરુદેવના ચેલાએ ખુલાસો કર્યો ત્યારે ભારે ભોંઠપ અનુભવી. હકીકત જુદી જ હતી : ગુરુદેવને અન્ય સંપ્રદાયો સાથે સમભાવમાં રસ નહોતો. પોતાના જ સંપ્રદાયના ફાંટાઓ જોડાઈ જાય તેમાં રસ હતો. જેથી સંપ્રદાય વધુ મજબૂત બને. બીજા શબ્દોમાં કહો તો બીજી ગલીના આક્રમક પ્રાણીઓ સામે ટકી રહેવાનું ટ્રેડ યુનિયન છાપબળ વધુ જોરાવર બને. નહોર વધુ તીક્ષ્ણ અને ધારદાર બને ! ભલા માણસ ! ખરેખરા આધ્યાત્મિક સાધકને આ બધા મુત્સદ્દીગીરીભર્યા પ્રપંચોમાં રસ પડે ખરો? અને પછી આ ઝનૂન-રાક્ષસી હદે પહોંચી જાય. એક જ સંપ્રદાયના અન્ય ફિરકાના સાધુને ભિક્ષા આપવાનું નકારતી વખતે શરમ પણ ના આવે કે આપણે કઈ હદે કટ્ટર બની ગયા છીએ ! આપણે સ્વતંત્ર વિવેકશક્તિ એટલી હદે ગુમાવી બેસીએ છીએ કે આ ક્રૂરતાભરી કટ્ટરતાને આપણે 'ધર્મચુસ્તતા' તરીકે ઓળખાવીએ !

હકીકતમાં અલ્પાહારની લાલચ, સાંપ્રદાયિકતા, ચિંતનાત્મક પ્રવચનમાં પણ છબછબિયાં અને શબ્દરમતની તીવ્ર અપેક્ષા - આ બધાં એક જ મહારોગના લક્ષણો છે : આપણામાં વધી રહેલી પશુતાનાં આ જુદા જુદા ચિન્હો છે. સ્વતંત્ર વિવેકશક્તિ હોય તે 'ફાસ્ટફૂડ' માટે તડપે નહીં. હકીકતે આપણી જે લાલચ 'ફાસ્ટફૂડ' ઝંખે છે. ચાવવાની મહેનત વિના સીધેસીધું ગળે ઉતારવાનું વલખે છે, એ જ પશુવૃત્તિ અલ્પાહારની પૂર્વજાહેરાતથી લલચાય છે, એ જ પશુવૃત્તિ સાંપ્રદાયિક ટોળાંશાહીની હૂંફ ઝંખે છે અને જે નિમ્નવૃત્તિ-ચિંતનાત્મક પ્રવચનોમાં પણ મનોરંજન, ટૂચકા અને ચીલાચાલુપણાંને પ્રેમ કરે છે. ગંભીર વિષય પરના એક વ્યાખ્યાનમાં તાજેતરમાં એક વક્તા બહેને બેહૂદો અને અપ્રસ્તુત ટૂચકો કહ્યો ત્યારે બહુ આઘાત ન લાગ્યો પણ જ્યારે બહુમતી શ્રોતાવર્ગે તાબોટા ગજાવીને દાદ આપી ત્યારે તીવ્રવ્યથા થઈ !

● જય બદ્રી વિશાલ ●

## નમિતા ટ્રાવેલ્સ આપશ્રીનું હાર્દિક સ્વાગત કરે છે....






નમિતા લક્ઝરી ટૂર્સ

## ૧ - ચાર ધામ યાત્રા

**બદ્રીનાથ – કેદારનાથ – ગંગોત્રી – યમનોત્રી – હરિદ્વાર – ઋષીકેશ – મસુરી**

૧૪ રાત્રી – ૧૫ દિવસ – એ.સી. બસ, ફાઇવ સ્ટાર કેમ્પની વ્યવસ્થા, સવારનો નાસ્તો, બપોરનું જમવાનું તેમજ રાત્રી ભોજન, હળવો નાસ્તો (ચા–કોફી, ગરમ–ઠંડા મિનરલ પીવાના પાણીની વ્યવસ્થા, સૂકો મેવો, કપડાને ઇસ્ત્રી, મસાજની વ્યવસ્થા, ટૂર વિશેનું માહિતી પત્રક, દિલ્હીનું સાઇટ સીન)

## ૨ - ચાર ધામ યાત્રા

**બદ્રીનાથ – કેદારનાથ – ગંગોત્રી – યમનોત્રી – હરિદ્વાર – ઋષીકેશ – મસુરી**

૧૩ રાત્રી – ૧૪ દિવસ – એ.સી. બસ, કેમ્પની વ્યવસ્થા, સવારનો નાસ્તો, બપોરનું જમવાનું તેમજ રાત્રી ભોજન. (ચા–કોફી, ગરમ–ઠંડા મિનરલ પીવાના પાણીની વ્યવસ્થા, સૂકો મેવો, કપડાને ઇસ્ત્રી, મસાજની વ્યવસ્થા, ટૂર વિશેનું માહિતી પત્રક, દિલ્હીનું સાઇટ સીન)

### નમિતા ટ્રાવેલ્સ ટૂર પેકેજ

શીમલા ● કુલુ મનાલી ● ચંડીગઢ ● અમૃતસર ● વાઘા બોર્ડર ● વૈષ્ણોદેવી મંદિર ● અમરનાથ ● જયપુર આગ્રા ● મથુરા ● વૃંદાવન ● કાશ્મિર ● નૈનીતાલ ● જીમ કોરબેટ પાર્ક ● રાણીખેત ● દિલ્હી સાઇટ સીન.

### ૨૦૧૨ ચાર ધામ યાત્રાની વિગત

પહેલું ગ્રુપ – ૨ મે–૨૦૧૨ ● બીજું ગ્રુપ – ૭ મે–૨૦૧૨

ત્રીજું ગ્રુપ ૧૨ મે–૨૦૧૨ ● ચોથું ગ્રુપ ૧૭ મે–૨૦૧૨

પાંચમું ગ્રુપ ૨૨ મે–૨૦૧૨ ● છઠ્ઠું ગ્રુપ ૨૭ મે–૨૦૧૨

સાતમું ગ્રુપ ૨ જુન–૨૦૧૨ ● આઠમું ગ્રુપ ૭ જુન–૨૦૧૨

નવમું ગ્રુપ ૧૨ જુન–૨૦૧૨ ● દશમું ગ્રુપ ૧૯ જુન–૨૦૧૨

### નમિતા ટ્રાવેલ્સના શુભ ચિંતકો

શ્રી ગંગારામ સાંખલા–દિલ્હી ● શ્રી અમૃત પટેલ–સુરત
● શ્રી રમેશ પટેલ (ખેતા પટેલના સુપુત્ર)–સુરત
● શ્રી ભવાનભાઇ–ઔરંગાબાદ
● શ્રી અર્જુન પટેલ–બેંગલોર ● શ્રી કરશન પટેલ–સુરત
● શ્રી મગન પટેલ–બાડોલી
● શ્રી ડૉ. રમેશભાઇ પટેલ–દાવણગીરી
● શ્રી કિશોર પટેલ–તામિલનાડુ
● શ્રી ગોવિંદ પટેલ–તામિલનાડુ ● શ્રી મોહન પટેલ–બરોડા.

**નમિતા ટ્રાવેલ્સના ટૂરનું આયોજન : મે - ૨૦૧૨ થી ઓક્ટોબર - ૨૦૧૨ દરમ્યાન કરવામાં આવશે.....**

C-305, Albert Square, Gole Market, **NEW DELHI.**
Website : www.namitatravels.com ■ E-mail : namita.tours@gmail.com
**Contact : MANOJ NEGI - 09891667117, 09718394127**

# જ્ઞાતિ સંમેલન : નવી દિશા

ખોડલધામ અને સિદસરધામમાં થયેલા લેઉઆ-કડવા પાટીદાર સંમેલનમાં લેવાયેલા નિર્ણયો વ્યવહારમાં આવે તો દરેક જ્ઞાતિને સાચી દિશામાં જવાનો રસ્તો મળી શકે ! આ બંને સંમેલને સ્ત્રીભ્રૂણ હત્યા, વ્યસનમુક્તિ, અંધશ્રદ્ધા નિવારણ, શિક્ષણ અને સેવાકાર્યોને મુખ્ય ટાર્ગેટ કર્યા. કોઈપણ તંદુરસ્ત સમાજ માટે આ સાચી દિશાનું પગલું ગણી શકાય. મોટાભાગના જ્ઞાતિ સંમેલનો જ્ઞાતિને રાહ ચીંધનારા ઓછાંને અન્યાયની બૂમાબૂમ અને વાતોના વડાં કરવાથી આગળ વધતાં નથી. એ વાત સાચી કે જ્ઞાતિઓ દેશ માટે ઉપકારક નથી છતાં વાસ્તવિકતા એ પણ છે કે જ્ઞાતિઓની જાળ આ દેશમાંથી ઝટ છૂટવાની નથી ત્યારે જ્ઞાતિ સંગઠનો પોતાની જ્ઞાતિને તો તંદુરસ્ત અને ઊજળી કરે સાથે સાથે બીજી જ્ઞાતિઓ માટે પણ ઉદાહરણરૂપ બને તો સરવાળે સૌને ફાયદો થાય. સમાજનો યોગ્ય પદ્ધતિએ ઉપચાર થવો જોઈએ. આ સંદર્ભમાં એક નાનકડી વાર્તા છે. એક ભાઈએ કૂતરો પાળેલો. આખું કુટુંબ એને પ્રેમ કરે, લાડ લડાવે, એકવાર કૂતરો બીમાર પડ્યો. માલિક કૂતરાને પ્રાણીઓના ડૉકટર પાસે લઈ ગયા. ડૉક્ટરે દવા આપતાં કહ્યું કે, કોડલીવર ઓઈલમાં મિક્સ કરીને હું આપું છું તે દવા તમારા કૂતરાને આપજો. પેલા ભાઈ દવા લઈને ઘેર ગયા. કૂતરાને પકડીને એનું મોં ખોલાવી માણસને દવા પીવડાવે એમ દવા પિવડાવવા લાગ્યા. પણ એમ થોડો કંઈ કૂતરો મોં ખોલે ! પેલા ભાઈએ ત્રણ-ચાર વાર પ્રયત્નો કર્યા પણ કૂતરાએ દવા ના પીધી. કૂતરો હાથમાંથી છૂટવા ધમપછાડા કરવા લાગ્યો. એમાં પેલા ભાઈના હાથમાંથી દવાની બાટલી પડીને ફૂટી ગઈ, બધી દવા જમીન પર રેલાઈ ગઈ, કૂતરો દોડ્યો અને જમીન પર ઢોળાયેલી દવા ચપ...ચપ... કરતો ચાટવા લાગ્યો. ત્યારે પેલા ભાઈના મગજમાં ઝબકારો થયો કે કૂતરાનો વિરોધ દવા સામે નહીં, પણ દવા આપવાની પદ્ધતિ સામે હતો.

સમાજનું પણ આવું છે. એને તમે દવા કેવી અને કઈ પદ્ધતિએ આપો છો એ મહત્ત્વનું છે. સમાજને તંદુરસ્ત કરવા યોગ્ય પદ્ધતિએ દવા આપો, તો સમાજ તંદુરસ્ત બને જ. આજના સમયમાં તર્ક સંગત ન હોય એવા જૂના પુરાણા રીતિરિવાજોથી કોઈ સમાજ આગળ વધી શકે નહીં. ઉપરથી સમાજને માયકાંગલો કરી નાખે.

સ્ત્રી ભ્રૂણહત્યા આ એક જ દૂષણ કેવી

ભયાનક દિશામાં સમાજને ધકેલી જાય છે. પ્રગતિની આંધળી દોડમાં આપણે આપણા ભવિષ્યના અંધકારને જોઈ શકતા નથી. પાટીદાર સમાજ વેળાસર ચેત્યો છે ! નહીંતર સ્થિતિ કેવી છે? છોકરા છોકરીઓની જન્મદરની ટકાવારીમાં એક હજારે સો જેટલા યુવાનો કુંવારા ફરી રહ્યા છે. લગ્ન માટે છોકરીઓ મળતી નથી. એક સામાજિક અસમતોલન પેદા થઈ રહ્યું છે, સમય જતાં સમાજ જીવનનું ચક્ર જ અટકી જાય તો? સમાજમાં પુરુષોની સંખ્યા વધે અને સ્ત્રીઓની ઘટે તે કેવી ભયાનક સ્થિતિ ઉદ્ભવે? એનું અનુમાન સહજ થઈ શકે. ૧૮મી સદીમાં લોકો જે પાપ કરતા હતા એના કરતા પણ ભયાનક પાપ આજે થાય છે. ૧૮મી સદીમાં દીકરીને દૂધ પીતી કરી દેવામાં આવતી. દીકરી જન્મે એ પછી મોટા તપેલાની અંદર દૂધ ભરવામાં આવતું પછી આખું કુટુંબ ભેગું થઈને તાજી જન્મેલી બાળકીને દૂધની અંદર ડુબાડીને મારી નાખતા. આવા ભયાનક પાપની વચ્ચે પણ પેલી દીકરીને અવતરવાનો અવસર તો મળતો, મા દીકરીના દર્શન તો કરી શકતી, પળ-બેપળ એ આ જગતમાં શ્વાસ લઈ શકતી પણ આજે એથીય અધમ કૃત્ય ભ્રૂણહત્યા થાય છે. 'બાળકી' હોય તો માતાના ઉદરમાં જ તેને મારી નાખવામાં આવે, છતાં પશ્ચાતાપ ના થાય.

સમાજના હૃદયમાં સંવેદના જાગે તો આવા ઘણા પાપ અને દૂષણો અટકી શકે છે. અંધશ્રદ્ધા હોય કે શિક્ષણથી વંચિત, અસ્પૃશ્યતા હોય કે વ્યસનનું દૂષણ સમાજને કોરી ખાતા કીડા છે. આ કીડા કેવા છે? એક ઘટનાના સંદર્ભમાં જોઈએ. એક શહેરના જાહેરમાર્ગ પર ઊભેલું એક વિશાળ વૃક્ષ એક દિવસ અચાનક ધરાશાયી થઈ ગયું. એ દિવસે કોઈ વાવાઝોડું, કુદરતી તોફાન, વરસાદ કશું જ નહોતું. છતાં ઝાડ પડી ગયું. લોકો આશ્ચર્યમાં પડી ગયા. લોકોને સમજાતું નહોતું કે આવું થાય કેવી રીતે? એની મેળે આવડું મોટું લીલુંછમ ઝાડ પડી કેવી રીતે ગયું? શહેરભરમાં પણ આ જમીનદોસ્ત થઈ ગયેલા વૃક્ષનો ફોટો છપાયો. એમાં પણ એ જ આશ્ચર્ય વ્યક્ત કરતાં લખેલું કે 'કેવી વિચિત્ર ઘટના !' કોઈપણ પ્રકારના કારણ વગર વિશાળ વૃક્ષ ધરાશયી થઈ ગયું? કોઈને વૃક્ષ પડવાના 'મૂળ' કારણની ખબર ન પડી, પરંતુ કેટલાક અનુભવી લોકોએ એનું કારણ શોધી કાઢ્યું. વૃક્ષનું મૂળિયાંને કીડા ખાઈ ગયા હતા, પરિણામે તેનું થડ જમીનથી છૂટું પડી ગયું હતું. વિશાળ ઝાડ પેલા મૂળથી જમીન સાથે જોડાયેલું હતું. મૂળ ખવાઈ જતાં જ વૃક્ષ પણ ધરાશાયી થઈ ગયું. આવડા મોટા ઝાડના મૂળિયાને કોરી ખાનાર, 'નાના-નાના જીવડાં નરી આંખે દેખાતા નહોતા.' 'કારણ' હતું પણ 'ઉપપાસ' ન થયો, 'પરિણામ' સામે હતું - ઘટાટોપ વૃક્ષ ધરાશાયી થઈ ગયું.

જ્ઞાતિના સંગઠનો સમાજને પતન તરફ લઈ જતાં આવા કારણ શોધે તો સમાજ કીડાઓથી બચી શકે. ઘણીવાર તો ખરાબ કામ કરનારાઓનું ઉપરાણું લેનારી જ્ઞાતિઓ પણ આપણે ત્યાં છે. પોતાનો સમાજ ઊજળો બને એવા કાર્યોને બિરદાવીએ છીએ તો સમાજને લાંછન લગાડનારાઓનો વિરોધ પણ કરી શકાય. જ્ઞાતિગત ઝનૂન, અહંકાર કે નકારાત્મકતા ક્યારેય ઉપકારક નીવડી ન શકે. આ ત્રણેયનું સ્થાન જો સમજણ અને વ્યવહારુ જ્ઞાન લઈ લે તો જ સમાજ પ્રગતિ કરે અને પ્રભાવશાળી પણ બને !

દરેક જ્ઞાતિમાં આંતરિક ઊર્જાનો એક સશક્ત પ્રવાહ વહે છે. જ્યારે જ્યારે સમાજની એ આંતરિક ઊર્જાથી અલગ થઈ પ્રશ્નો ઉકેલવાના પ્રયત્નો થયા છે ત્યારે નિષ્ફળતા મળી છે અથવા પ્રતિક્રિયા પેદા થઈ છે. આથી જ્ઞાતિગત અહંકાર - ઘમંડ બાજુ પર મૂકી સમાજની આંતરિક ઊર્જા પ્રગટે તો સૌને ફાયદો જ છે ! જ્ઞાતિગત સંમેલનના મંથનમાંથી ઝેર નહીં અમૃત નીકળવું જોઈએ, તો જ સૌને લાભ થાય. ઝેર કાઢ્યું તો એ બીજાને તો નુકસાન કરશે જ, સાથે સાથે પોતાની જ્ઞાતિને પણ પરેશાન કરી મૂકશે. પાટીદાર સંમેલનોએ અમૃત પ્રાપ્તિની ઘણી આશા જગાડી છે.

## શો ફેર પડે?

એક વૃદ્ધ માણસ સવાર સવારમાં દરિયાકાંઠે લટાર મારવા નીકળેલો. સૂર્ય ઊગવાને હજુ થોડીક વાર હતી. અદ્‌ભુત શાંતિ છવાયેલી હતી. ભીનાશભરેલો પવન ધીમી ગતિથી વાઈ રહ્યો હતો.

એ વખતે એની નજર એક યુવાન પર પડી. દરિયાને કાંઠેથી કંઈક હાથમાં લઈ દોડતો એ ઘૂંટણ સમાણા પાણીમાં જતો અને ત્યાં કંઈક નાખતો હતો. વૃદ્ધને નવાઈ લાગી. એણે યુવાનને પાસે જઈને જોયું તો ભરતીમાં હજારોની સંખ્યામાં તણાઈને કાંઠે આવી ગયેલી સ્ટાર ફિશ (તારા માછલી)ને એ ખોબામાં લઈને દરિયામાં છોડી આવતો હતો. યુવાનની આ દોડાદોડી દસેક મિનિટ સુધી નિહાળ્યા પછી વૃદ્ધથી ન રહેવાયું. એણે પેલા યુવાનને કહ્યું, 'અરે ભાઈ ! તું સાવ નાહકનો દોડાદોડી કરે છે. જો તો ખરો. આખા જ કાંઠા પર હજારોની સંખ્યામાં સ્ટારફિશ તણાઈ આવેલી છે. હમણાં સૂરજ ઊગશે એટલે એ મરી જ જવાની છે. તું પણ જોને કેટલો હાંફી ગયો છે? થોડી જ ક્ષણો પછી મરી જનારી હજારો સ્ટારફિશને તું નહીં જ બચાવી શકે એ તું પણ જાણતો જ હોઈશ. તો પછી તારી આ નિરર્થક દોડાદોડીથી શો ફેર પડશે?'

વૃદ્ધના આવા શબ્દો સાંભળીને બે ક્ષણ માટે એ યુવાન અટકી ગયો. પછી એણે વાંકા વળી પોતાના ખોબામાં એક જીવતી સ્ટારફિશ લીધી અને દોડતાં જઈ એને ગોઠણ સમાણા પાણીમાં છોડી આવ્યો. પાછા આવીને એણે પેલા વૃદ્ધ સામે જોયું. પછી બોલ્યો, 'દાદા ! મારી દોડાદોડીથી શો ફેર પડી શકે એની તો મને ખબર નથી, પણ હમણાં જે સ્ટારફિશને મેં દરિયામાં છોડી એને તો ઘણો બધો ફેર પડ્યોને?'

## શાણપણની સમજણ

જંગલો અને ડુંગરાઓના અંતરિયાળ પ્રદેશમાં એક ગામ હતું. ગામ એટલું ઊંડાણમાં હતું કે કોઈ મોટા શહેર કે નગર સાથે એને સંપર્ક નહોતો. ગામમાં નહોતી કોઈ શાળા કે નહોતી ભણવાની બીજી સગવડ. ગામની વસતિ સાવ અભણ હતી. પ્રાથમિક કક્ષાની ખેતી કરી લોકો અનાજ પકવતા અને પેટ ભરતા. અજ્ઞાનને કારણે પ્રજા અબુધ હતી અને તેમનામાં રાક્ષસ, ભૂત-પ્રેત જેવી ખોટી માન્યતાઓ પહેલેથી ચાલી આવી હતી.

એક દિવસ અચાનક ગામમાં એક ભણેલો માણસ આવી ચડ્યો. તેના આવ્યાના બીજા દિવસે તેણે અજબ દશ્ય જોયું. ઘઉંના ખેતરમાંથી ઘઉં વાઢતા માણસોને એણે ભયભીત થઈ નાસતા જોયા. તેણે માણસોને રોક્યા અને પૂછયું, 'તમે શા માટે નાસી રહ્યા છો?' ભાગનારમાંથી એક રોકાયો અને કહ્યું, 'ખેતરમાં રાક્ષસ કે ભૂત જેવું કંઈક છે. તેનાથી બચવા અમે નાસી રહ્યા છીએ.'

ભણેલો માણસ રાક્ષસો કે ભૂતમાં વિશ્વાસ ધરાવતો નહોતો. એણે ઊભા રહેલા માણસને પૂછયું. 'ક્યાં છે રાક્ષસ? બતાવ મને.' ખેતરના છેડે ઊભા રહી પેલા માણસે લીલા-કાળા રંગનો, જમીન પર પડેલો, મોટો દડા જેવો ગોળો બતાવ્યો. ભણેલો માણસ મનોમન હસી પડ્યો. એણે જોયું કે પેલો માણસ બતાવી રહ્યો હતો તે તો એક તરબૂચ હતું. ભણેલા રાક્ષસે કહ્યું, 'આ રાક્ષસથી ડરશો નહીં. એનો હું વધ કરી નાખીશ. પછી તમે તમારું અનાજ લણવાનું કામ શાંતિથી કરી શકશો.' આમ જણાવી તે માણસે ડીંટામાંથી તરબૂચ તોડી નાખ્યું. તેણે તરબૂચ કાપી તેની એક ચીરી ખાઈ બતાવી.

ગામલોકોને પહેલાં તો અચંબો થયો, પછી તેમને પેલા માણસ ઉપર શંકા-કુશંકા થઈ. તેમને લાગ્યું કે આ માણસ કોઈ રાક્ષસયોનિનો જ લાગે છે. તેથી જ તેણે નાના રાક્ષસનો વધ કરી તેનો ભક્ષ કર્યો છે. આથી ગામલોકોએ ભેગા મળી તે માણસને મારી નાખ્યો.

થોડા સમય પછી બીજો એક માણસ ગામમાં આવી ચડ્યો. એ ભણેલો હતો અને સાથે ગણેલો પણ હતો. લોકો ઘઉંના ખેતરમાં જતા નહોતા એ વિશેની વાત એણે જાણી. તરબૂચનાં બિયામાંથી ઊગેલા બીજાં તરબૂચ પણ તેણે જોયાં. તે આખી વાત સમજી ગયો. તેણે એવું દેખાડ્યું કે ગામલોકો જેવો ડર એને પણ લાગ્યો છે. ગામમાં રહી ધીરે ધીરે એણે લોકોને શાકભાજી રોપતા, ફળ-ફૂલ ઉગાડતા અને બીજું નવું નવું શીખવ્યું. પછી તરબૂચ વિશે પણ સાચી માહિતી આપી. એ માણસ ગામલોકોનો આદર અને પ્રેમ મેળવી શક્યો.

સાચી માહિતી ધીમે ધીમે આપવી જોઈએ અને ગળે ઉતારવી જોઈએ. જ્ઞાન આપ્યા વગર એકાએક ચમત્કારનો ભાવ ઊભો કરવાથી સરવાળે નુકસાન થાય છે. માણસો સાથે ઘરોબો કેળવી શીખવો તો બહુમાન મળે છે.



ADMISSION OPEN 2012-13

Pride of ABKKP Samaj

Shri Uma Education and Charitable Trust's

Supported by : Shri South Gujarat K. K. P. Samaj

# SATRAWALA UMA VIDHYAPITH



KG to Std. 10th (ICSE- English Medium)

## R. P. Bhavani International School

(11th Science & Commerce - GSEB - English Medium)

## N. L. Bhavani Higher Secondary School

*Day Boarding & Residensial*



An International School Campus



Boys & Girls Hostel Campus

**Valthan, NH No. 8, Between Kamrej-Kadodara, Dist. Surat.**
**Ph. 02622 - 272907-08, Mo. 95587 11388**
E- Mail : umaeducation2010@gmail.Com

Regd. No. GKCH / 88-A / 2012 - 2014
RNI No. GUJGUJ / 2001 / 6356